# વેઈટ એ બિટ

— શાહ સુમન



બચપણના દોસ્ત
ગુલામનબી વોરાને

## અનુક્રમણિકા

# નિવેદન

એક સવારે થયું કે દૈનિક છાપામાં શું કામ ન લખવું ? મેં 'સમકાલીન'ના તન્ત્રી શ્રી હસમુખ ગાંધીને પુછાવ્યું. એમણે મને આનન્દ-પૂર્વક આવકાર્યો. ને એમ મેં ૧૯૮૫ના એપ્રિલથી મારી 'વેઇટ્-એ-બિટ્' નામની કૉલમ 'સમકાલીન' દૈનિકમાં ચાલુ કરી.

એ કૉલમનું સીધું પરિણામ તે આ પુસ્તક. ચિન્તન જેવો ભારેખમ શબ્દ ન વાપરીએ તો કહી શકાય કે આમાંનો પ્રત્યેક નિબન્ધ ઓછામાં ઓછા એક વિચારને રમતો મૂકે છે. આ ડિસ્કર્સિવ એસેઝ છે. વિચાર અને ચિન્તનાત્મક ગદ્યના આપણા સહપુરુષાર્થમાં 'વેઇટ્-એ-બિટ્' કશોક નોંધપાત્ર ઉમેરો બનવા તાકે છે.

અહીં શ્રી હસમુખ ગાંધીનો ઊલટથી આભાર માનું છું. એમણે મને 'હા' ન પાડી હોત તો આ નિબન્ધો ન લખાયા હોત.

પાર્શ્વના માલિક બાબુભાઈ શાહે આની જોડે આખી શ્રેણી કરવાનું માથે લીધું તે એમનો સાહિત્યપ્રેમ દર્શાવે છે. પાર્શ્વની આ ચિન્તન-મનન-શ્રેણી આપણા ચિન્તન-સાહિત્યની એક ચોક્કસ દિશાનું દર્શન કરાવશે એવો મને વિશ્વાસ છે.

પ્રત્યેક નિબન્ધને છેડે મૂકેલી પહેલી તારીખ નિબન્ધની લખ્યા-તારીખ દર્શાવે છે, તો બીજી એના પહેલાવારકા પ્રકાશનની તારીખ છે. આવા વધુમાં વધુ ૫૦૦ નિબન્ધ લખવા છે, ને ઓછામાં ઓછા ૧૦૦ તો ખરા જ...

૨૧ ઑગસ્ટ, ૧૯૮૬ — સુમન શાહ
અમદાવાદ

I HAVE ALWAYS HAD AN EXTREME DESIRE TO LERAN HOW TO DISTINGUISH THE TRUE FROM THE FALSE, IN ORDER TO SEE CLEARLY HOW I SHOULD ACT AND TO BE ABLE TO TRAVEL WITH ASSURANCE THROUGH THIS LIFE.

—DECARTES

# ૧

# રુબિક ક્યૂબ સાથે મથામણ

વસન્તના આગમને જ મને વતનનો ઉનાળો હમેશાં યાદ આવે છે. બળબળતી બપોરે વતનનું એ વાંકુંચૂકું ફળિયું સાવ સ્તબ્ધ થઈ ગયું હોય. પ્યાલા-બરણીવાળાનો તીણો અવાજ એ શાન્તિમાં ક્યારેક ચીરો પાડી દેતો. તડકો મકાનો વડે છાયાના ટુકડાઓમાં ચિત્રવત્ લાગતો. કપાયેલા એ આકારો નજર સામે હજી તરવરે છે. ઓરડાને ઊંચેથી દેખાતું એ ફળિયું આજે તો સ્વપ્નદૃશ્ય બની ગયું છે. ઘરના એ મોભની આડશે ભરાયેલાં કબૂતર-કબૂતરી એકધારું ગૂટરગું કરતાં તે હજી સંભળાય છે. ગરમીના છતાં કશીક ખાસ ઠંડકભરી નિરાંતના દિવસો હતા એ.

છેલ્લાં કેટલાંક વરસોથી ઉનાળાની આ સ્મૃતિમાં અલ્જીયર્સનો કાળઝાળ તાપ ઉમેરાયો છે. અને સાથે જ યાદ આવે છે થોડે દૂરનો એનો પેલો સાગરકાંઠો—જ્યાં કામૂના મ્યરસોએ આરબનું ખૂન કરેલું. મૃત આરબના જડ શરીર પર મ્યરસોએ ચાર વધુ ઘા ઝીંકેલા. પ્રત્યેક ગોળીબાર ભવિષ્યમા થનારા એના વિનાશનો જાણે કે ઘોંઘાટભર્યો સ્વીકાર હતો. પોતાના અંતરાત્માને વફાદાર એવો આ નાયક ઘટનાની જવાબ-દારીનો પૂરો સ્વીકાર કરે છે. એમાં એની મહાનતા છે, કરુણ મહાનતા છે. કામૂની સુખ્યાત નવલકથા ‘ આઉટસાઈડર ’ અદના આદમીના ગૌરવની કથા છે.

મ્યરસોનું કહેવું એમ છે કે એ ખૂન નહોતું, અકસ્માત હતો. તાપના સંત્રાસથી પોતાનાથી થઈ ગયેલું. ઇરાદો જરાય નહોતો. જો કે મ્યરસો

પોતાના આ સત્યને પુરવાર નથી કરી શકતો. એને ફાંસીની સજા થાય છે. ઈશ્વર કે ધર્મનું શરણું એ સ્વીકારી શકે એમ નથી અને કોર્ટ કે સમાજ એને બચાવી શકે એમ નથી. ક્ષમા કે માફી એને નથી જોઈતાં, એ પોતાનો સ્વીકાર ઝંખે છે, પણ બધાં છૂટી પડે છે. માણસે ઊભી કરેલી વ્યવસ્થાઓ એટલે જ હાસ્યાસ્પદ લાગે છે. તડકાને કારણે અવશપણે કોઈથી આવું થઈ જાય એ ઘટના પાછળની અંગત ભૂમિકા કોઈ સ્વીકારતું નથી. સભ્યતાનાં ખોખલાં તન્ત્રોની પડછે મ્યરસોની વૈયક્તિક સચ્ચાઈ નવલકથામાં ભારે આસ્વાદ્ય વસ્તુ બની રહે છે. જો કે એણે જ મ્યરસોને હંમેશનો 'આઉટસાઈડર' રાખ્યો છે.

ગોળી ચલાવ્યા પછી કામૂના આ નાયકે આપણને એક મહત્ત્વની વાત કરી છે: પોતે આખા દિવસની સમતુલાનો ભંગ કર્યો હતો..સવારથી જ સુન્દર એવા શાન્તિભર્યા રવિવારને પોતે જ રંજાડી મૂકેલો. મૅરી સાથેની સુખદ જળક્રીડા, સાગરકાંઠાના મકાનમાં રખાયેલી મિજબાનીની મજા, રેમોં, મેસોંદમ્પતી — કોઈ એને રોકી શક્યું નહીં. કશાક અંદરના ધક્કાથી એ ખેંચાઈ ગયો. ધાતુ રેલાઈ હોય એવા તાપમાં એણે અંતસ્તાપને માર્ગ આપી દીધો. માણસને ખબર પણ ન પડે એમ એનું અંતર વ્યક્ત થઈ જતુ હોય છે. તર્ક, વિવેક બધું બહેર મારી જાય છે. દિવસભરની સમતુલા આપણે ક્યારે ગુમાવી બેસીએ છીએ તે જવલ્લે જ સમજાય છે. અન્ય સાથેનો આપણો વ્યવહાર ક્યારે ખોરવાઈ જશે એની ભાગ્યે જ ખબર પડતી હોય છે. આપણે અચાનક જ એકલા પડી જઈએ છીએ.

લંચ-બૉક્સ લઈને ઘેરથી નોકરીએ નીકળેલો માણસ બસમાં કન્ડક્ટર સાથે, ઑફિસમાં બૉસ કે કલીગ સાથે ગમે ત્યારે ઊખડી પડે એ પૂરું સંભવિત છે આ દિવસોમાં. બીજા સાથે સાવ સરળ બની રહેવું અને સંવાદિતાનો સતત અનુભવ કરવો ખૂબ મુશ્કેલ છે. બંધારણથી જ માણસ ભૂલો કરનારો છે. સરખું ચાલતું હોય તેને ગમે તે ઘડીએ છિન્નભિન્ન કરી મૂકનારી પોતાની ખરેખરી વૈયક્તિકતાને એ નથી ઓળખતો. પરિણામે એના રોજિંદા જીવનમાં કલહનું ચક્ર ચાલ્યા જ કરે છે. ખૂબીની વાત એવી છે કે એ શાન્ત રહે તો પણ અન્યના આક્રમણનો શિકાર બને છે. આપણી શાન્તિ પણ ગમે તેને ઉશ્કેરી શકે છે.

* ૨ *

પ્રકૃતિમાં બધું બરાબર છે. વસન્ત પછી ગ્રીષ્મ, પછી વર્ષા એમ ઋતુચક્ર કશી ભૂલચૂક વિના ચાલે છે. મનુષ્યપ્રકૃતિનું જ ઠેકાણું નથી. મારા એક સાહિત્યકાર મિત્ર ભારે વ્યવહારદક્ષ માણસ છે. એમણે એમનું બધું બરાબર ગોઠવી લીધું છે. એ ગોઠવણીમાં આપણે પણ હોઈએ. અઠવાડિયાના ત્રણ દિવસ તમારી સાથે 'કેમ છો, મજામાંને'વાળો ભલમનસાઈભર્યો વર્તાવ કરે. પણ બીજા બે દિવસ તમારી ઉપેક્ષા કરે. સામા મળે તો એમની દૃષ્ટિ ગગનગામી હોય. પૂરા અજાણ્યા લાગે. પછીને કોઈ દિવસે હસીને વરસી પડે. આવો યન્ત્રમાનવ આપણા જ જમાનાની પેદાશ છે ને? જમાનો કહે છે તમે રોબોટ બની રહો. ઘડીમાં આંખ કાઢતાં શીખો અને ઘડીમાં હોઠ હલાવી સ્માઈલ આપતાં શીખો. નેતા બની અન્યોને હંકારો અથવા ઘેટું બની જાવ. હૃદય કાં તો કીપસેફમાં મૂકીને બહાર નીકળો અથવા બૅન્કમાં મૂકી આવો સેઈફ ડિપોઝિટ વોલ્ટમાં. નીતિવાળાઓએ કહેલું : માણસ પેલા ત્રણ વાંદરા પાસેથી બોધપાઠ લે તો સુખી થઈ જાય. પણ હમેશાં આપણાથી કોઈનું બૂરું જોવાઈ જાય છે, બોલાઈ જાય છે, સંભળાઈ જાય છે. આપણું આપણા પર ખાસ જોર નથી. આપણે તો ગૂંચવાયેલા છીએ — રુબિક ક્યૂબ સાથે સફળ થવાને મથ્યા કરતા કોઈ કિશોરની જેમ.

૨૭–૧–૮૫
૨૦–૪–૮૫

૨

# અનાકર્ષક મોર

અમારા આંગણામાં રોજ મોર આવે છે. ભાષા-ભવન પરથી ઘેર જઉં ત્યારે અચૂક મારી રાહ જોતા હોય. હમણાંના બે જ આવે છે. પહેલાં બાર-પંદરના ઝુંડમાં આવતા. એમને હું મૂઠી ભરીને ઘઉં નાખું છું. ઘરના પગથિયે બેસી મોરને દાણો દાણો ચણતા જોવા તે લ્હાવો છે. એકસરખી રીતે ડોક લંબાવી મોર ચણતા જાય તેમ તેમ એમનાં શરીરનો ચળકતો ભૂરો રંગ આપણી આંખોમાં અંજાતો જાય. ભાવહીન, રોજિંદા ચહેરા અને ઝાંખા, એકધારા રંગોની દુનિયાથી કંટાળેલા માણસને આવું દૃશ્ય જોતાં ચોક્કસ સારું લાગે. થોડી થોડી વારે મનથી થાકી જનારું પ્રાણી માણસ છે. ગમે તે ઘડીએ એ બેચેન થઈ ઊઠે છે. જીવનની ગૂંચ દિવસમાં એકાદ વાર તો એને તીવ્રતાથી સંતાપે છે. પોતે જ ઊભી કરેલી સભ્યતામાં માણસ ખાસ કંઈ ગોઠવાઈ શકતો નથી. પોતે ઊભી કરેલી સિસ્ટીમનું એને આકર્ષણ છે, પણ સિસ્ટીમથી જ એ ત્રાસ પામે છે. અનેક પ્રકારની ગભરામણો, મૂંઝવણોથી માણસ આજે ઘેરાઈ ગયો છે.

પ્રકૃતિમાં આવું નથી. ત્યાં ચૈતન્યનો ઉછાળ છે. પોતાના નિત્યક્રમનો મારી માફક મોરને કંટાળો નથી. કબૂતરને કે બિલાડીને પોતાનું જીવન કદી 'બોર' નથી કરતું. દિવસભર ધરતી-આકાશ વચ્ચે આંટા માર્યા કરતાં પક્ષીઓને કશા 'નૉન્સેન્સ'નો અનુભવ નથી થતો. ઘોડો, ગાય, બળદ કે બકરી જેવાં પશુઓ આપણી સાથે વસે છે, પણ એમને કોઈ પ્રૉબ્લેમ નથી. બે રૂપિયાની નોટની જેમ આપણી વચ્ચે વારંવાર

અટવાયા કરતો આજનો ચાલુ શબ્દ 'પ્રૉબ્લેમ' છે. ઘડીમાં, 'અરે ચાર પ્રૉબ્લેમ થઈ ગયો!' તો ઘડીમાં, 'ઓ કે, નો પ્રૉબ્લેમ!' નોકરી-એથી પાછા ફરતા એકાઉન્ટન્ટને પોતાના રૂટનંબરની બસ ન મળતાં પ્રૉબ્લેમ થઈ જાય છે. ઘરમાં હેરપીન કે નેઈલકટર ન મળે તો પણ 'ગ્રેટ પ્રૉબ્લેમ' થઈ જાય છે. વ્યવસ્થાઓ માણસે વિકસાવી છે, પણ એનાથી વ્યવસ્થાબદ્ધ રહેવાતું નથી. તન્ત્રો રચે, પણ તન્ત્રોને વફાદાર રહી શકે નહીં. નિયમો રચે, પણ ભૂલો ય કરે. ક્યૂમાં ઊભો રહેનાર પ્રત્યેક જણ ક્યૂ તોડીને આગળ વધવાનું જબરદસ્ત ખેંચાણ અનુભવતો હોય છે.

પ્રકૃતિને બાજુ પર મૂકીને માણસે સંસ્કૃતિ વિકસાવી છે. પણ સંસ્કૃતિ સાથે માનવ-પ્રકૃતિનો કશો મેળ નથી. આપણી સિસ્ટીમ અને આપણું અસ્તિત્વ એકબીજાના મેળમાં નથી. ક્યાંક કશી પાયાની ભૂલ થઈ ગઈ છે. પોતાના જીવનમાં માણસ હારમની ઝંખે છે, પણ જીવન સતત એને બસૂરું લાગે છે. રોજ આપણી રાહ જોતા મોર પણ એક દિવસ અનાકર્ષક લાગે છે. એમના ભૂરા રંગની ચમક, પછી તો આંખને વાગે છે પણ ખરી.

પણ આ બેચેની જ મનુષ્યનો વિશેષ નથી? સંસારમાંથી થોડી થોડી વારે નીકળી જતા માણસની સંવેદનશીલતા જ એના ગૌરવનું કારણ નથી? જીવનના હેતુને વિશે વિમાસણ અનુભવનારું પ્રાણી, સૃષ્ટિમાં માત્ર મનુષ્ય છે. પણ એની આ વિશેષતા ઝાઝું ટકતી નથી. સભ્યતા માણસને ધીમે ધીમે બધી રીતે સરખો કરી નાખે છે. કેળવણીનો અર્થ જ પ્રકૃતિના મટી સંસ્કૃતિના થવું એવો થાય છે. બાળક વયસ્ક બની રહે ત્યાં સુધીમાં તો એના ગમા-અણગમા, વાંધાવચકા, એની આડોડાઈઓ બધું ધોવાઈ-જાય છે. ખાસ પ્રકારની સંવેદનશીલતા દુનિયાદારીમાં ચાલતી નથી. ઘણીવાર તો એને જ દોષ કહેવાય છે. સંસ્કારો આપણે ત્યાં ગળથૂથીમાં પાઈ દેવાય છે. ધાવણ છૂટે ને છોકરું ચાલતું થાય કે મમ્મી-પપ્પા એના હાથમાં એને એક સ્વપ્ન પકડાવી દે છે. ડૉકટર, એન્જિનિયર કે કશુંક પણ થવાનું સ્વપ્ન સાકાર કરવાના એક તોફાનરૂપે પેલી સંસ્કારયાત્રા વિસ્તરે છે.

સંસ્કૃતિ આપણી ચોપાસ જંગલની જેમ વિકસી ચૂકી છે. આપણને

કેળવવા સૌ તલપાપડ છે. મા બાળકને, પત્ની પતિને, શિક્ષક વિદ્યાર્થીને, કંડક્ટર પેસેન્જરને સતત કશું ને કશું શીખવવા ઇચ્છે છે. અમારા એક પ્રગતિશીલ મિત્ર છે. ભારે બુદ્ધિશાળી અને ઉત્સાહી. પણ એમનાં મિસિસ વધારે તેજસ્વી છે. એમનો જીવનક્રમ મિસિસની રોકટોક અને દોરવણીથી ઘડાતો રહે છે. મજાકમાં એ એમને 'સ્પીડબ્રેકર' કહે છે. અમે એમને 'રિમોટ કન્ટ્રોલ' કહીએ છીએ...સવારે છાપું ખોલતામાં જ જણાય છે કે ધર્મને નામે, સાહિત્યને નામે, વિજ્ઞાનને નામે અથવા રાજકારણ, આયુર્વેદ, જ્યોતિષ, ચમત્કાર વગેરે સંખ્યાબંધ પાટિયાં નીચે આપણને જાતભાતના બોધ, ઉપદેશ, શિખામણ, માર્ગદર્શન કે સૂચન આપવાને માટેનો મોટો હાટ મંડાયો છે. માણસ આ ગીચતાથી મૂંઝાઈ ગયો છે. બધાની પાસેથી કેટલું લેવું ને કેમ લેવું તેની એને સમજ નથી પડતી. જાહેરખબરની મૉડેલ જોવાનું કદાચ એટલે જ એને વધારે ગમે છે.

૧૫—૨—૮૫
૨૫—૪—૮૫

## ૩
## પરગજુ વાંદરો

બે બિલાડીઓ અને વાંદરાની વારતામાં આપણે લોકોએ વિશેષ દોષ બે બિલાડીઓમાં જોયો છે. રોટલા માટે બંને લડી, ત્યારે વાંદરો ફાવ્યો ને! વહેંચીને ખાધું હોત અને હળીમળીને રહી હોત, તો આવો વારો ન આવત. લોકદલીલ સાચી છે કે બિલાડીઓ લડી જ શા માટે, અને લડી તો લડી પણ વાંદરા પાસે ગઈ જ શા માટે—વાંદરો તો લુચ્ચો જ હોય ને! આ ભૂમિકાએ વાંદરાનો કશો દોષ જ ન હોય અથવા સાવ જ ઓછો હોય એવું લાગે છે. મૂળે એ બિચારો સજ્જન હતો, બિલાડીઓના ઝગડાને કારણે એને ધૂર્ત થવાની ફરજ પડી...! દલીલ ગમે તે કરો, લડવા-ઝગડવાનું બને જ છે અને એટલે ન્યાય માગવાનું પણ બને જ છે. પરન્તુ એટલા કારણે બિલાડીઓ પાસેથી કે વાંદરા પાસેથી આપણે કશું શીખતા નથી. આમાં કારણોનું કારણ એ છે કે આપણે 'માણસ મૂઆ છીએ—વાંદરાં-બિલાડાં નહીં'! બે બિલાડીઓ લડે ને એક વાંદરો એમનો ન્યાય તોળે એવું પ્રાણી-સૃષ્ટિમાં કદી બનતું નથી. માણસ માટે વારતા વારતા છે, ઉપદેશ ઉપદેશ છે અને જીવન જીવન છે. ત્રણે વચ્ચે આમ તો કશો અનુબન્ધ નથી. હૂંસાતૂંસી, ઝૂંટાઝૂંટ, લડાઈ-ઝગડા, ટંટોફિસાદ, મારામારી, વેરઝેર અને યુદ્ધો મનુષ્યને સહજ છે. 'એના હોવાપણાની એ ન ટાળી શકાય તેવી' હકીકતો છે. હંમેશ માણસને એની પોતાની હકીકતો વળગીને રહી હોય છે. બોધ, ઉપદેશ, સલાહસૂચન કે શિખામણ હમેશાં એ પરથી સરકી જાય છે. છટકિયાળ માનવ-અસ્તિત્વ સાથે એનો કશો

મેળ નથી.

શીખે એવું પ્રાણી માણસ નથી, છતાં ચોપાસ એને જ કેળવવાનો, સંસ્કારો અને શિખામણો આપવાનો ઉદ્યમ ચાલે છે. એ ઉદ્યમ પાછો માણસે પોતે જ વિકસાવ્યો છે. આપણી ચોતરફના આ વિરોધાભાસને જોઈ રમૂજ થાય...આપણો અનુભવ કહે છે કે દરેક ઑફિસમાં એકાદ શિખામણવીર તો અવશ્ય હોય છે. એનું મુખ્ય કામ બીજાઓને માટે વિચારવું એ છે. એ પરગજુ લાગે છે, પણ વખત જતાં ખટપટિયો ગણાય છે. સલાહ-શિખામણ તમને તો આપે જ, તમારા પ્રતિસ્પર્ધીને પણ આપે. પટાવાળાથી માંડી સાહેબ લગીના સૌને એના જીવનપુરુષાર્થનો લાભ મળે છે. તમારા પ્રમોશનનો, ઈન્ક્રીમેન્ટનો કે ટ્રાન્સફરનો કોઈ પણ પ્રૉબ્લેમ પછી તો એના વિના નથી ઊકલતો. આવી સેવા કરીને એને પોતાને કશું જોઈતું નથી. તમે એને 'મોટાભા' કે 'કિંગ-મેકર' ગણો, એટલે બસ. સૌનું એ ભલું વાંછે છે અને સૌના ભલામાં પોતાનું કલ્યાણ જુએ છે. તમે અસાવધ હો, તો તમારા ઘરેલુ મામલામાં પણ એ પેસી જાય. તમારી દીકરીનાં લગ્નનો પ્રસંગ એ 'મેનેજ' કરતો હોય. આવાઓની મદદથી ક્યારેક સંસારની આંટીઘૂંટી ઊકલી જાય છે, તો ઘણીવાર આવા શિખામણવીરોને કારણે જ બધું એકદમ ગૂંચવાઈ જાય છે. પોતાના જીવનકાર્યની સફળતાનો મારો એ તો રોજેરોજ વિસ્તરતો જાય છે. મુત્સદ્દીમાં ખપે છે, તો વળી નેતા પણ કહેવાય છે. એની પાસે બધાંની ચાંપો હોય છે, કોઈની પણ ચાવી એના હાથમાં હોય છે. એનું પ્રભુત્વ એવું જામે છે કે પળવારમાં એ જૂથ ઊભું કરી શકે અને ઇચ્છે તો, ગમે તેવા જૂથને વિખેરી શકે. તમે એનો વિરોધ ન કરી શકો. એની સાથે મતભેદ તો કરાય જ નહીં. એની જોડે 'હાજીહા' કરાય, તમારાથી થાય તેટલી એની ખુશામત કરાય. જતે દહાડે શિખામણવીર તમને અસહ્ય અને અપ્રિય થઈ પડે તો પણ એ જ તમારો તારણહાર છે. તમારા આચારવિચારની કે વાણીવર્તનની બધી જવાબદારી એની છે. તમારા યોગક્ષેમની ચિંતા એને છે. તમારો એ જો પ્રભુ છે, તો તમે એના દાસ ને ભક્ત હોઈ શકો — બીજું કશું નહીં.

સ્વભાવે સેવા કે શિખામણ પેલા વાનર જેવી છે. પોતાનો શેર એ એવો

તફડાવે છે કે કશું બચે જ નહીં. શિખામણવીરો ખબર ન પડે એમ તમારો વ્યક્તિત્વ-લોપ કરતા હોય છે. શરણાગતિને કારણે વિચારવાની તમારી કોઈ પદ્ધતિ કે આચરણની તમારી કોઈ શૈલી ઊભી થતી જ નથી. આગવી તાકાત નષ્ટ થતાં તમારી મૌલિકતા ચાલી જાય છે. ધીરે ધીરે તમને ગતાનુગતિકતા સદવા માંડે છે.

સાર્ત્રના એક યુવાન વિદ્યાર્થીની વાત છે. યુદ્ધના વર્ષો હતાં. ૧૯૪૦ના જર્મન ઓફેન્સિવમાં ભાઈ મરાયો હતો. એને માટેની દાઝથી કે પછી દેશપ્રેમથી, પણ યુદ્ધમાં જવું યુવાનને બહુ જરૂરી લાગે છે. જોકે તેમ કરવા જતાં, ઘેર ઘરડી મા એકલી પડી જાય. એને પણ કેમ છોડાય? આ વિમાસણ લઈને યુવાન વિદ્યાર્થી પોતાના ધરખમ અને જગવિખ્યાત પ્રોફેસર સાર્ત્ર પાસે જાય છે. સાર્ત્ર એને આ કે તે તરફની કશી પણ સલાહ આપતા નથી. તલપુરેય શિખામણની કોરી ના પાડે છે. એમનું આ વર્તન વિદ્યાર્થીને પોતાનો નિર્ણય પોતે કરે એવી પ્રેરણા આપે છે. બલકે પોતે જે નિર્ણય લે તેની જવાબદારી પણ પોતે જ ઉઠાવે એ માટે, એને એનામાં સંકોરે છે. આપણે ત્યાં શિખામણવીરો અને દાસ બનાવનારા પ્રભુઓ વિશેષ છે, 'ના' પાડનારા સાર્ત્ર જવલ્લે જ જણાય છે. સ્વયં ભગવાન શ્રીકૃષ્ણે પણ નથી કહ્યું : મામેકમ્ શરણમ્ વ્રજ...? ગીતાબોધ વડે અર્જુનના વિષાદયોગનું એમણે નિરસન કર્યું છે. એપ બોમાં અર્જુનને અસ્તિત્વની નિરર્થકતાનો તેમ જ યુદ્ધની નિઃસારતાનો તીવ્ર અનુભવ થયો હતો. ફરીથી બેઠો થયેલો નિષ્કામ યોદ્ધો ભગવાનના વ્યાપક પ્રપંચમાં માત્ર સાધન છે. આપણી પાસે તો એ કૃષ્ણ પણ ક્યાં છે?

૯—૩—૮૫
૧૦—૫—૮૫

૪

# પાંદડું હલાવી જોવાની ચેષ્ટા

એસ. પી. પટેલ માધ્યમિક શાળામાં મારા પ્રિય શિક્ષક હતા. શરીર ખેડૂતનું તે કસાયેલું, તાંબાવરણું. ખાસ્સા ઊંચા. સિદ્ધાન્તો અને આદર્શોને વરેલા, પૂરા ગાંધીવાદી. જો કે ટોપી કદી પહેરેલી નહીં. હમેશાં ખાદી પહેરતા, પણ જરાય વરવા નહોતા લાગતા. મોટે ભાગે કફની-પાયાજામામાં હોય, ક્યારેક પેન્ટ-શર્ટમાં, તો કદીક ધોતી-ઝભ્ભામાં પણ આવે. એમના મૂડ બદલાતા રહે, પણ મૂળ સ્પીરિટમાં ફેર ન પડે. અમને નાગરિકશાસ્ત્ર અને અંગ્રેજી વ્યાકરણ ભણાવતા. વાતવાતમાં દેશની ચિંતાએ ચડી જાય, અકળાય, પણ પાછા હસી પડે. હમેશાં શિસ્ત અને કર્તવ્યની વાત કરે, બધાં કામ જવાબદારીપૂર્વક કરવાની ટેવ રાખો એમ આગ્રહથી કહે. નજીકના ગામેથી મોટેભાગે સાઇકલ પર આવતા, પણ ક્યારેક ઘોડા પર પણ આવે! એ દિવસોમાં એમને અમે 'આન'ના દિલીપકુમાર કહીએ! પછી મોટરસાઇકલ પણ લાવેલા.

હું બી. એ. થયો પછી થોડો વખત એમની સાથે શિક્ષક થવાની તક મળેલી. જો કે ત્યારે મને એ પહેલાંના એસ. પી. પટેલ નહીં લાગેલા,.. શંકરભાઈ લાગેલા. કર્તવ્યબોધથી થોડા નંખાઈ ગયેલા. ઘરની ખેતી હતી, પણ એમાં ઠીક ઠીક આંધણ થઈ ચૂકેલું. ભણવાનો રસ ટકાવી શકેલા, પણ નિર્ભ્રાન્ત દીસતા હતા. આઝાદી પછીનું દેશનું ભ્રષ્ટ રાજકારણ સાંખી શકેલા નહીં. સિદ્ધાન્તો કરમાયા હતા. આદર્શોએ એમને ઠીક ઠીક પછાડ ખવરાવેલી. હેતુશૂન્ય જરાય થયેલા નહીં, પણ પહેલાંની તીવ્રતા ઘટી ગયેલી, એમની દેશદાઝમાં પણ ઓટ આવી ગયેલી...વચ્ચેનાં

વર્ષોમાં મને એમનું ખાસ સ્મરણ નહીં રહેલું. હું બહાર નીકળી ગયેલો એટલે મળવાનું પણ ક્વચિત જ બનતું.

આ શંકરભાઈ હાલ અમેરિકામાં ફ્રેડ્રિકબર્ગમાં છે! મોટી મોટેલના મેનેજર છે અને પોતાનું આઈસ્ક્રીમ પાર્લર વિકસાવ્યું છે! આ જાણ્યું ત્યારે થોડું દુઃખ થયેલું. આટલા ચોખ્ખા શિક્ષકની આ ગતિ! પછી વીગતો મેળવી. ઘર, ખેતી, ગામ બધું છોડીને ત્યાં સપરિવાર એકદમ 'સેટ' થઈ ગયા છે. મને પ્રશ્ન સતાવતો: શું આ શંકરભાઈનું પલાયન ન કહેવાય? એમના જીવનમાં આટલું મોટું પરિવર્તન શી રીતે આવી ગયું? અમારા એક સુરખીમિત્રે એમના પત્રોની મને મોટી ફાઈલ ધરતાં કહ્યું, આ વાંચી લો એટલે ખબર પડશે. પત્રોમાં ઠેર ઠેર અમેરિકાની પ્રકૃતિનાં સુન્દર, કાવ્યાત્મક વર્ણનો હતાં. એક જાતનો પરિતોષ છલકાતો હતો. દેશ છોડતાં એમને થયેલા દુઃખનું વર્ણન હતું, પણ લખેલું કે પોતે ત્યાં રહીને ભારતને વધારે સારી રીતે ચાહી શકે છે! પોતે વતનની ધરતી છોડવાનું જે જોખમ ઉઠાવેલું તેની હવે પૂરી સાર્થકતા અનુભવે છે. ખુશીથી પ્રામાણિક રહી શકે છે, શિસ્ત એમને હાસ્યાસ્પદ નથી બનાવતી. પોતાની ભાવનાઓનો પોતે ચોક્કસ વળતો ઉત્તર પામે છે. સિદ્ધાન્તો અને આદર્શો જોડે ત્યાં પોતાને કશી બાંધછોડ કરવી પડે એવું જવલ્લે જ બને છે. બુદ્ધિશક્તિ અને હૃદયશક્તિનું અમેરિકા એમને પૂરું વળતર આપે છે. લખેલું: હું ખૂબ સુખી છું—ખીચડી અમે દૂધમાં રાંધીએ છીએ...! વગેરે.

વિચારતાં લાગે છે કે જીવનમાં જ્યારે જ્યારે જે જે કરવાનું શંકરભાઈએ પસંદ કર્યું તે તેનું પૂરી ઝિંદાદિલીથી દાયિત્વ ઉઠાવ્યું. કદી સ્વજનોનો કે અન્યોનો વાંક ન જોયો, નસીબનો તો નહીં જ. સામાન્યપણે લોકો જીવનને જેર નથી કરી શકતા, બલકે બહુ ઝડપથી પરિસ્થિતિવશ થઈ જાય છે. એનું એક કારણ એમણે કરેલી પસંદગી છે. ધાર્યું પરિણામ ન આવે કે કલ્પેલી સફળતા ન મળે, એટલે પોતે કરેલી પસંદગીને તેઓ ખોટી ગણીને ફુમાવા ગાંડે છે. સોમાં પચાસ માણસો આજે વ્યગ્ર દીસે છે, ચહેરાઈ ગયેલા અને વિરવિખેર. કોઈ પણ કામ, પુરુષાર્થ કે જીવનહેતુની એમની પસંદગીમાં સભાનતા નથી હોતી, એટલે જવાબદારી કે કર્તવ્યનું સ્વરૂપ પણ પ્રગટ થતું નથી. એ

કારણે માણસ ધૂંધવાયેલો અને ઉદ્દગારે કરતો, જીવનસંઘર્ષમાં ફસાઈ ગયેલો લાગે છે. મોટાભાગના પતિઓ અવારનવાર પોતાની નિષ્ફળતાઓનાં કારણ પોતાની પત્નીઓમાં શોધે છે. તો, એકથી વધુ પત્નીઓને પોતાની મૂળ પસંદગી જ ખોટી હતી એવું ક્યારેક તો તીવ્રતાથી અનુભવાય છે. જો કે સાચી પસંદગી આપણે ભાગ્યે જ કરી શકીએ છીએ. કેમકે આપણે ભાગે આવેલું જીવન બીજાઓની પસંદગીઓ પછીનું હોય છે. આપણી તો ઠીક, ઘણીવાર આપણે અન્યની પસંદગીનો જ ભોગ બનતાં હોઈએ છીએ. પણ આપણે પસંદગીને વિશે સભાન હોઈએ જ નહીં, તો અન્યોનો અવશ્ય શિકાર બનીએ. એક મનુષ્ય જ એવું પ્રાણી છે, જેને પસંદગીની તક છે. કિર્કેગાર્ડે એટલે સુધી કહેલું કે પસંદગીની ઘડીઓ જ જીવનની 'ખરી' ઘડીઓ હોય છે. એ નરી કટોકટીની પળો હોય છે, પણ એ જ આપણા માનવ્યનો આવિષ્કાર કરનારી, અને અન્તે આપણા વિશ્વને 'શેપ' આપનારી પળો છે. પસંદગીનું બીજું નામ જોખમો ઉઠાવનારી, જવાબદાર આત્મશ્રદ્ધા છે. લોકો ઈશ્વરમાં, નસીબમાં, મહાત્મા કે બાબામાં, નેતામાં, પાર્ટીમાં કે અમુક વિચારસરણીમાં પોતાની શ્રદ્ધા સોંપી દઈને જીવનમાંની કટોકટીને ટાળતા હોય છે. જીવનસંઘર્ષને આમ હડસેલી દેવો ઠીક નથી. પાંડુ, યુધિષ્ઠિર, અર્જુન, રામ કે હેમ્લેટના જીવનમાં આ કે તે પસંદ કરવું પડે એવા તીવ્ર પ્રસંગો આવ્યા હતા, અને એ સૌએ આત્મબળે એનું નિવારણ કરેલું. 'ઈશ્વરની ઇચ્છા વિના પાંદડુંય હાલી શકતું નથી' એ ખરું હશે, પણ ઈશ્વરને આપણે જાણતા નથી. એ આપણાથી ખાસ્સી દૂરની વસ્તુ છે. માણસની સૌથી નિકટ તો એની પોતાની જાત છે અને આંગળીના ટેરવાથી પાંદડું હલાવી જોવાનું એને માટે હમેશાં શક્ય છે. સંભવ છે કે એથી હાહાકાર સરજાય કે અવરોધાઈ રહેલો મંદ શીતળ સમીર લહેરાય. પણ પાંદડું હલાવી જોવાની ચેષ્ટા, એ કરે તો ને...!

૧૦—૩—૮૫
૨૭—૬—૮૫

# ૫
## ખાસ અર્થમાં બધિર

ત્યારે બોડેલી ગામમાં અમે નદીકિનારે રહેતાં હતાં. બીજી તરફ રેલવે-સ્ટેશન હતું. નેરોગેજ લાઈનનું નાનકડું સ્ટેશન. અમારી કામવાળી નદીના ભાઠામાં થોડે દૂર રહે. કાળી, પછાત અને સાવ નિરક્ષર. સીઝનમાં એ લોકો ટેટી અને તરબૂચ પકવી થોડીઘણી આમદાની કરી લેતાં. ભાઠામાં ઊભા કરેલા એના ઝૂંપડેથી સવારસાંજ એકદમ સમયસર આવી પહોંચે. શરૂમાં એની નિયમિતતાનું રહસ્ય ધ્યાનમાં નહિ આવેલું. પછી જાણવા મળ્યું કે એ તો સ્ટેશનેથી જતી-આવતી ગાડીઓના હિસાબે સમયને બરાબર ઓળખે છે. એક દિવસ ઘરમાંથી પૂછ્યું, તો કહે : 'બેન, "ગુડ્ડુ" આવે ને એટલે ખબર પડી જાય.' ગુડ્ડુ એટલે ગૂડ્ઝ ટ્રેન! 'અરે પણ નદીએ રહ્યાં રહ્યાં તને ખબર કેમ પડે કે આ ગુડ્ડુ હતું ને બીજું નહોતું?' તો હસીને કહે : 'એ તો પડે અમને.' સાંભળવા કરતાં બે અવાજને દૂરથી પારખી લેવાની આ સહજ શક્તિ માટે આ જમાનામાં માન થાય.

હમણાં રાજકોટમાં સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના ગેસ્ટ-હાઉસમાં પંદરેક દિવસ રહેવાનું થયું. કેમ્પસમાં વસતી આછી છે અને વિજનતાનું ચોપાસ સામ્રાજ્ય વરતાય છે. બસ આવે, રડ્યાંખડ્યાં વાહનો આવે. રાત્રે આકાશ તારાથી ભર્યુંભર્યું તગતગે અને પવનમાં દરિયાઈ સૂસવાટો અનુભવાય. યુનિવર્સિટી-ગ્રન્થાલયમાં બંધ એવા જગતભરના મહાનુભાવોનો અશબ્દ વાર્તાલાપ, સૂઝ હોય તો કળી શકાય. છેલ્લી બસનો ટાઈમ હતો. ગેસ્ટ-હાઉસનો એટેન્ડન્ટ કહે : 'તમે ઉતાવળ કર્યો મા,

હજી ખસ નથી આવી. ખટારાનો અવાજ હતો.' મને રસ પડચો. એણે પોતાનું અવાજવિષયક જ્ઞાન ઉત્સાહથી રજૂ કરવા માંડયું: 'સાએબ, ગેસ્ટ હાઉસમાં રયો રયો કઈ દૌં કે ઈ છકડો છે કે ખટખટિયું. રિક્ષા ને ટ્રેકટર ને ફીઆટ હંધાયની ખબર્ય પટે મને.' મોટરસાઇકલ-રિક્ષાને અને તરફ 'છકડો' કહે છે અને મોપેડને 'ખટખટિયું' કહેવાનું આમે ય ઠીક લાગે છે. અવાજ પરથી વાહનો ઓળખવાની તક ઘોંઘાટથી ભરેલાં શહેરોમાં હવે ઓછી થતી આવે છે. મોડી રાતે બેડરૂમમાં સૂતા હોઈએ, ને ધ્યાન જાય, તો દૂર એકલ-દોકલ રિક્ષાઓ ગડગડતી હોય છે...

શહેરોના ચહેરા વધુ ને વધુ ધુમાડિયા થઈ રહ્યા છે. મિલો, કારખાનાં અને ડીઝલ-પેટ્રોલનાં વાહનોએ ઝેરી હવાનું પ્રદૂષણ ઘણું વધારી દીધું છે. શહેરની ઇન્ટીમેટ પર્ફ્યુમને કેમ કરી સાચવવી એ હવે એક પજવનારી વસ્તુ છે. પણ એની સાથે જ અવાજવિષયક પ્રદૂષણ આપણે જાણ્યે-અજાણ્યે વિકસાવી રહ્યા છીએ. સોનિક પોલ્યૂશન આ સદીનો સળગતો સવાલ નથી, પણ મહત્ત્વનો સવાલ જરૂર છે.

આપણી બધી જ્ઞાનેન્દ્રિયો પર ટેકનોક્રેટ સભ્યતાની ભીંસ આવી રહી છે. ધ્વનિ-પ્રકાશ સાધનો, રેડિયો, ટીવી અને છાપાં જેવાં સમૂહ-માધ્યમોનું શહેરમાં હવે એક જંગલ વિસ્તરી રહ્યું છે. વૈયક્તિક અવાજનું કોઈ મૂલ્ય નથી. કહો કે વૈયક્તિક અવાજ સભ્યતાને આધારે જ ટકી શકે છે. 'આસો માસો શરદ પૂનમની રાત જો'—ની શીતળ ચાંદની કે ગરબો ગવરાવનારી એ રમણીના કંઠની પ્રત્યક્ષ મોહિની હવે કોઈ વાર્તાની વીગત લાગે છે. દિવસભરના થાકથી કંટાળેલું ટીવી-કલ્ચર ઢળતી સાંજમાં જ ડબલા પાસે સસ્તી હિન્દી ફિલ્મ જોવા પોતપોતાના ફ્લેટમાં કેવી ઠાવકાઈથી પુરાઈ જાય છે! લતા કે રફીનો અવાજ ઓળખતું શહેરનું સંતાન વાયોલીન, સરોદ કે સિતારનો તફાવત તો જાણે જ ક્યાંથી? ટીવીવાળાને પણ 'સરોદવાદન', 'સિતાર-વાદન' એમ શીર્ષકો લટકાવવાં પડે છે! જામતી રાતે પોળના કો'ક ઘરમાંથી કન્યાનું ગાઈ રહેવું હવે દુર્લભ વસ્તુ છે. સાહિત્ય અને સંગીત જેવી શબ્દ અને સૂરની કલાઓ ધીરે ધીરે કૉમોડિટીની કક્ષામાં આવતી જાય છે. આજની કમ્યુનિકેટિવ સિસ્ટીમ મુખ્યત્વે માહિતી-પ્રસારણની

નેમ રાખે છે, પણ વ્યક્તિગત નિપુણતાનો તેમ જ તેની કેળવણીનો પ્રશ્ન ગમ્ભીર થતો આવે છે. હવે વીડિયો-ડિસ્કમાં આખા ને આખા ઍન્સાયક્લોપીડિયા બ્રિટાનિકાને સમાવી શકીશું. પણ સરેરાશ યુવાનનું શબ્દભંડોળ સાવ ઓછું થઈ રહ્યું છે — એને માંડ ત્રણસો-ચારસો શબ્દો આવડતા હોય છે! અવનવી સોનિક સિસ્ટીમ્સની ચમકતી-દમકતી ભરમાર વચ્ચે માણસ ખાસ અર્થમાં બધિર બનતો આવે છે. ચોતરફના ઘોંઘાટમાંથી પોતાના જ અવાજને જુદો પાડી બરાબર ઓળખી લેવાનું એના માટે અશક્ય બની રહ્યું છે.

આપણી એકદમ આગળનો વાનર ચિમ્પાન્ઝી છે. પોતાની લાગણીઓ વ્યક્ત કરવા એની પાસે ૨૨થી ૨૫ જાતના અવાજો છે. કહે છે આદિવાસી અડાબીડ અંધકારમાં પણ હિંસ્ર પ્રાણીનો પદસંચાર દૂરથી કળી લે છે. એનું તાતું તીર કદી નકામું જતું નથી. આજના માણસનાં બધાં નિશાન એળે જાય છે. આ ભાષાબહુલ સભ્યતા એને બધિરમાંથી મૂંગો પણ ના કરી મૂકે તો સારું — કેમકે વ્યક્ત કરવા માટેની લાગણીઓ પણ ખૂટવા લાગી છે.

૧૫-૨-૮૫
૧૩-૭-૮૫

૬

# પ્લૉગ-સ્પૉટ

જો તમે સત્ય બોલવાનું શરૂ કરો તો ગાંડામાં ખપો. 'યે જો હૈ જિન્દગી'ના રણજિતે (શફી ઈનામદાર) ગોકુલજી (સતીશ શાહ)ની પ્રેરણાથી પોતાના જીવનમાં એવો પ્રયોગ શરૂ કરી દીધો. પોતે આ જૂઠું બોલેલો, પેલું ખોટું કરેલું એમ સૌને જણાવવા માંડ્યું. ઘરની પત્ની રેણુ (સ્વરૂપ સમ્પટ)ને જ પતિનો આ નવો વ્યવહાર પોસાતો નથી. સાળો, પડોશી અને છેલ્લે ખુદ ગોકુલજી બધાં રણજિત પર ગુસ્સે ભરાય છે.

'તુમ્હારા દિમાગ તો ખરાબ નહીં હો ગયા'ના ઈલકાબ સાથે પછી તો સૌએ રણજિતની સાન ઠેકાણે લાવી દીધી. હારીને રણજિતને જૂઠું બોલવાનો સંકલ્પ કરવો પડચો! મોરલ મેન ઈમ્મૉરલ સોસાયટીમાં નભી શકતો નથી. સંસારની જાળ અસત્યના તાણાવાણાથી ગૂંથાયેલી છે. એમાં સત્યનો નાનકડો પણ સૂત્રપાત થાય તો બધું રફેદફે થઈ જાય છે. સત્ય જીવનમાં આકર્ષક મુદ્દો બની રહે એ તો એક વિરલતા ...જરા ચૂંટી ખણીએ તો સમજાય કે આપણા સૌમાં દમ્ભ અને જૂઠાણાંનું રસાયન ભર્યું પડયું છે. એવું લાગે છે કે અસત્ય વિના જીવન જીવન જ ન રહે અથવા શુષ્ક, નીરસ થઈ જાય.

છતાં, દરેક કુટુમ્બમાં, દરેક સ્ટાફમાં એકાદ જણ તો સત્યનું પક્ષકાર હોય જ છે. ગાંધીજી કુટુમ્બજીવનમાં જ નહીં, પોતાના સમગ્ર રાષ્ટ્રજીવન દરમ્યાન સત્યના પક્ષે રહ્યા. ઉત્તરોત્તર એવું બનતું આવ્યું કે સત્ય એમના પક્ષે સામેથી દોડીને આવતું. જીવનભર સત્યના પ્રયોગોની એસણે

તો સાર્થકતા જ જોઈ. અનેક અસત્યોની વચ્ચે ઊપસી આવતું આ સત્ય છે શું ? જો કે એની કશી ચર્ચાનો કંઈ જ અર્થ નથી. એનો સ્વાદ તો એનો પ્રયોજનાર જ જાણે છે.

સુખ્યાત અસ્તિત્વવાદી ચિન્તક સાર્ત્રે 'ધ ફ્લાઈઝ' નામનું એક નાટક લખ્યું છે. આર્ગોસ શહેરના લોકો રાજા એઈજીસ્થસને જેટલા જાણે છે એટલા ય પોતાને નથી જાણતા. રાજાએ ફેલાવેલાં દમ્ભ અને જૂઠાણાંથી બધાં એવાં તો લેપાઈ ગયાં છે, કે જાતને જ વીસરી ગયાં છે. પોતાપણાનો એમને કશો જ ખયાલ નથી. એમના જીવનમાં એમની જાણ બહાર સડો શરૂ થઈ ગયો છે અને એમાંથી અપરમ્પાર માખીઓ જન્મી છે. આર્ગોસનો મોટો ત્રાસ તે માખીઓનાં ઝુંડ છે. આવા શહેરમાં એક સદા-જાગ્રત યુવાન ઓરેસ્ટીઝનો પ્રવેશ થાય છે. પોતે સ્વતન્ત્ર છે, પોતાની તાકાત સૌ કોઈને સ્વતન્ત્ર કરે એવી છે એ હકીકતનું ઓરેસ્ટીઝને તીવ્ર ભાન છે. એની પ્રખર વ્યક્તિમત્તાથી રાજા એઈજીસ્થસ અને દેવ ઝિયસ બંને ડરવા લાગે છે. દેવને રાજા જણાવે છે તેમ આવો એક સ્વતન્ત્ર માણસ શહેર માટે ભયાવહ કહેવાય, એ 'પ્લેગસ્પૉટ' પુરવાર થાય. આપણે જોઈએ છીએ કે ઓરેસ્ટીઝ પોતાના સ્વાતન્ત્ર્યનો ચેપ આર્ગોસની સમગ્ર પ્રજાને લગાડે છે અને આર્ગોસનું નવનિર્માણ થાય છે. આપણા જમાનામાં સાર્ત્ર પોતે આવા પ્લેગસ્પૉટ ભાસ્યા હતા. ગાંધીજીના સત્યનો ચેપ સંસારભરમાં ઊડચો છે. માનવજાતની આ સદીની તેઓ મહાન અનુભૂતિ હતા. એ ટ્રુથ-સ્પૉટ સંસારમાં નિત્ય પ્રકાશશે.

આપણું એમ નથી. આપણે જીવનમાં કશો મુદ્દો ઉપસાવી શકતા નથી, કશો સ્પૉટ બની શકતા નથી. આપણું રણજિત જેવું છે. પતિ-પત્ની, સંતાનો, સાળો-બનેવી, અડોશપડોશ વગેરેથી આપણે ખરડાયેલા છીએ. 'મિ૦ ક્લીન' બની રહેવાનું આપણને પાલવે એવું નથી. દર વર્ષની જેમ જન્મગાંઠ નાનપણમાં ય આવતી. પિતાજી દર વખતે 'હવેથી જૂઠું નહીં બોલું' કે એવું કશુંક વ્રત લેવાનું કહેતા. દરેક જન્મગાંઠે વ્રત લીધેલાં, પણ કયાં તે યાદ નથી. લઈને બેચાર જ દિવસોમાં વીસરી ગયેલો એ બરાબર યાદ છે! સત્યને ઓળખીએ, જાતને જાણીએ કે ચોખ્ખા બની રહીએ એવું આપણી બાબતમાં વારંવાર નથી બનતું.

બને તો આપણને કાયમ માટે નથી પોસાતું. સાચું બોલવાનું નાના હોઈએ ત્યાંલગી અથવા થોડા કલાક માટે બરાબર છે, બધો વખત નહીં. ચોખ્ખા રહેવાનું અમુક સમયે ઠીક છે, હમેશાં નહીં.

પોતાની આ નબળાઈ છે એટલું પણ માણસ જો જાણે તો ઘણું છે. નબળાઈને વિશેની જાગ્રતિ એક દિવસ તો એને એનાથી છોડાવે. પણ એવું નથી બનતું. માણસ નબળો પણ છે, અસહિષ્ણુ પણ છે. ઘરમાં, સ્ટાફમાં, બસમાં કે ટ્રેનમાં આપણે સત્યપ્રિયને સાંખી શકતા નથી. સ્વતન્ત્રબુદ્ધિને સહી શકતા નથી. ચોખ્ખાનું ચાલવા દેતા નથી. આપણી આસપાસનું કોઈ પણ જો માણસ હોય, તો એણે સર્વવાતે આપણા જેવા જ, આપણા જ કદમાપના અને આપણા જ વિચાર-વલણને વરેલા હોવું જોઈએ. આપણી જાણ બહાર, ઝનૂની બનીને પણ એને આપણે સરખો કરી લઈએ છીએ. અને ધારો કે એમાં સફળતા ન મળે, તો એને સૂમડો કહીને અળગો કરી લઈએ છીએ : અથવા કાં તો ધર્માત્મા, મહાત્મા, બિગ બ્રધર, મિ૰ કલીન કહીને કે પછી દાદા, બાપા કે મોટા બનાવીને અન્તે પૂજીએ પણ છીએ. એવી પૂજાભક્તિની શીળી છાયામાં આપણાં દમ્ભ, જૂઠાણાં કે ભ્રષ્ટાચાર સારી રીતે ઊછરી શકે છે...ખરું કે નહિ?

૭-૩-૮૫
૪-૮-૮૫

# ૭

# નામથી છૂટા થવાય તો...

વૉટ ઈઝ ઈન એ નેમ ? આવું કહેનાર શેક્સપિયરનું પોતાનું જ નામ કેવું ઝળહળે છે ? એ પ્રાતઃસ્મરણીય મહાકવિએ પોતાનાં પાત્રોનાં નામ પણ ઘણાં આકર્ષક રાખ્યાં છે. આપણા ગોવર્ધનરામે સરસ્વતીચંદ્ર, કુમુદસુંદરી, ગુણસુંદરી, પ્રમાદધન, શઠરાય જેવાં ગુણસૂચક નામોથી પ્રત્યેક પાત્રના વ્યક્તિત્વનો સીધો પરિચય કરાવી દીધો છે. સો-દોઢસો પાત્રોની એ વિશાળ સૃષ્ટિમાં કોઈ એવું નથી, જે પોતાના નામને સાર્થક ન કરતું હોય. 'સરસ્વતીચંદ્ર'થી પ્રભાવિત થઈને લોકોએ એ જમાનામાં, પોતાનાં સંતાનોનાં નામોની પાછળ 'ચન્દ્ર' કે 'સુન્દરી' આવે એવી ફૅશન પાડેલી. જન્મ પછી સંસાર તરફથી સૌ પહેલી ભેટ માણસને એના નામની મળે છે. બાળક થોડું સમજણું થાય એટલે માબાપ એને એના નામનો અર્થ સમજાવી દે. પછી તો એ એને જીવનભર પહેરી રાખે. નામને સિદ્ધ કરવાનો પ્રપંચ મરણપર્યન્ત ચાલે છે: પોતે નામ કાઢે, પોતાનું નામ કોઈ બગાડે નહિ, વટાવે નહિ, સંતાનો પણ પોતાનું નામ ઉજાળે, બોળે નહિ, વગેરે ધમાલમાં માણસ ઝડપથી ફસાઈ જાય છે. સિદ્ધિ, સાર્થકતા અને સફળતાની દોડ પાછળ પેલી સુખદ ઘડીનું વિસ્મરણ થઈ જાય છે. મૂળની મધુર ચમક ચાલી ગઈ હોય. આપણા જ નામ પર ઘણાબધા લપેડા થઈ ગયા હોય. જીવન-સંગ્રામમાં નેમ-પ્લેટ ઘસાઈ ગઈ હોય. નામ વળગણ બની ગયું હોય અને એના જ ગૌરવથી આપણે કચડાઈ જઈએ...

નામોની લેટેસ્ટ ફૅશન હળવાં, ટૂંકાં નામો પાડવાની છે, એમાંય કશા

અર્થ વિનાનાં નામો વધારે મૉડર્ન ગણાય છે: સિત્તુ, હૅપ્પી, ગુલ્લુ, ચાની, જેકુ, વગેરે. જૂનાં નામોમાં આજે સૂગ પેસી ગઈ છે. આજના ડૅડ-મમાને એ નથી ગમતાં. અમારાં લાડવઈકાકી હતાં – મૂળે 'લાડકવાઈ'! કેટલું સરસ! મંછા હવે કોઈને ન ગમે, મનીષા બરાબર લાગે. જીવી, ભીખો, મફત જેવાં નામો સંતાન નજરાઈ ન જાય એ માટે હોય છે. લોકો એમને સહાનુભૂતિથી અપનાવી લે એવા આશયથી રખાયાં હોય છે. પણ ફોગટલાલ કે અમથાલાલ? જાણે કશા જ હેતુ વિનાનાં નામ. મને આ બંને નામો સાચાં લાગે છે. ફોગટ – ફોગટનો...અમથો – અમસ્તો... બંનેની પાછળ 'લાલ' લાગે છે, છતાં કશો ફેર પડતો નથી. માણસ અહીં કશા હેતુ વિનાનો, ફોગટનો કે અમસ્તો છે એવું સ્પન્દન પ્રગટાવવામાં આ બંને નામ ખૂબ સૂચક છે. ફોગટલાલો કે અમથાલાલો દેખાવમાં પણ ઘણીવાર ભોળા, નિર્દોષ અને નિશ્ચિન્ત હોય છે.

બાકી વય વધવાની સાથે માણસ ઉત્તરોત્તર બે વસ્તુ અવશ્ય ગુમાવે છે: જન્મ પછીની નિર્ભેળ સ્વતન્ત્રતા અને નાનપણની નરી નિર્દોષતા. દરેક બાળકનું ખરું નામ નિર્દોષતા છે. ૩–૪ વર્ષની બેબીની પોચી પોચી નાની હથેળીઓ સાવ સ્વચ્છ છે. એના સુકુમાર ચહેરા પર સંસારની એકેય ગંદી રેખા હજી પડી નથી. પાંખડી જેવા એના હોઠ પરની ભાષામાં ઓસબિન્દુની નરવાઈ છે. આપણાથી એ કેટલી બધી જુદી છે! એક જ ઘરમાં વસવા છતાં, બાળકોની અને આપણી દિશાઓ તદ્દન જુદી છે. એમની અને આપણી વચ્ચે ઘણીબધી અલગતા છે. જો કે રોજેરોજ આપણા કાળજીભર્યા સમ્પર્કોથી ખરડાતું રહેતું બાળક એક દિવસ એકાએક પુખ્ત થઈ જાય છે. આપણી દિશામાં આવી ગયું હોય છે, બિલકુલ અડોઅડ. પૂરું દુનિયાદારીનું માણસ. નવજાત શિશુ એકદમ મુક્ત હોય છે, નિર્ભેળ સ્વાતન્ત્ર્યનો જ અવતાર. પેલી દુનિયાથી વિખૂટું પડી અહીં આવી ચડેલું એ આગન્તુક હજી કશી વાતે સંડોવાયું નથી. પણ કારકિર્દી દરમ્યાન, ચોપાસનાં બંધનો પૂરાં બંધાઈ રહે ત્યારે, એની નિર્ભેળ સ્વતન્ત્રતા ભૂંસાઈ ગઈ હોય છે. નિર્દોષતા અને સ્વતન્ત્રતા વિનાનો માણસ કરોળિયા જેવો છે. પોતાની જ લાળના તન્તુથી એણે જાળ ફેલાવી છે. આક્રમણભોગ્ય પોતે

છે, છતાં બાદશાહની અદાથી શિકારની રાહ જુએ છે! પોતે ગ્રસ્ત છે, છતાં માને છે કે મુક્ત છે, વેલ-સેટ છે.

પોતે જન્તુ જેવો તુચ્છ અને નિર્માલ્ય છે એ યાદ રાખવાનું માણસને ગમતું નથી. કાફ્કાની પ્રખ્યાત વાર્તા 'મેટામોર્ફોસિસ'માં ગ્રેગોર સામ્સા એક સવારે જાગ્યો, હજી તો પથારીમાં હતો ને એને થયું કે પોતાનું એક મસમોટા જન્તુમાં સ્વરૂપાન્તર થઈ ગયું છે. આપણું આવું નથી. સવારે ભાગદોડની જિન્દગીમાં સ્વરૂપાન્તરની ક્ષણ આપણને નથી લાધતી. આંખ ખૂલતાં, પરિચિત પેસ્ટ અને માનીતા બ્રશના મંજન જોડે દિવસભરનું પ્રોગ્રામિન્ગ થઈ જાય છે. હાથ-મોં ધોઈ માણસ ચશ્માં જોડે પોતાનું નામ પણ પહેરી લે છે. પ્રતિષ્ઠાનાં સૂટ-બૂટ ચડાવી લોકોને જાણીતું મહોરું પહેરી કામે જાય છે. દિવસ દરમ્યાન પદ અને મોભાનાં આવરણ ઓઢી, જાતભાતની ચમકદમક વચ્ચે ઠાવકો થઈ બેસે છે. ક્યારે માનવીય બનવું, ક્યારે દાનવીય એ એને આવડી ગયું છે. એ મલકાયા કરે છે કે પોતે માસ્ટર છે, મોસ્ટ સકસેસફુલ પર્સન છે – ઍક્સ વાય ઝેડ સો ઍન્ડ સો, ડિરેક્ટર ફલાણા ફલાણા. એને થયા કરે છે કે પોતે કિંગ અથવા કિંગમેકર છે. પોતાની આસપાસ એક વાયુમંડળ છે. પોતે આસમાનનો સિતારો છે...

આવી આવી આપણી ભ્રાન્તિઓ કોણ ભાંગે? આપણું મૃત્યુ. પણ ત્યારે આપણે ના હોઈએ. માત્ર ઘેરી ઊંઘ માણસને નિર્દોષતા અને સ્વતન્ત્રતાના પ્રદેશમાં લઈ જાય. ઘણું શિખવાડનારું એ ટેમ્પરરી ડેથ છે. ઊંઘમાં આપણે નામ-ઠામ-કામ વિનાના નિશ્ચિહ્ન, નિરાવરણ અને સાવ અમસ્તા હોઈએ છીએ. કશાં બંધન વિનાની મુક્તિ પાછી મળે એ માટે અમસ્તાપણાનું ભાન ટકવું જરૂરી છે. મહોરું ઊતરડીને દર્પણમાં જરા જોઈએ તો? આપણો જ ચહેરો પરાયો લાગે છે. જરા આઘું કરીને જોઈએ તો આપણું પોતાનું જ નામ આપણને બીજાનું લાગે છે! નામથી થોડા થોડા છેટા થવાય તો કેવું સારું?

૨૬-૪-૮૫
૫-૫-૮૫

# ૮

# કેમ્પસમાં મિલિટરી-વાન

ગુજરાત યુનિવર્સિટીનું માર્ચ-એપ્રિલનું કેમ્પસ હમેશા મઘમઘાટ હોય છે. બધાં શિરીષને ફૂલ આવી ગયાં હોય, બધા લીમડાની મંજરી ઝીણું વરસતી હોય. ભૂરા આકાશ નીચે લાલ ગુલમહોર છટાથી ઝૂમતા હોય. બધાંની મિશ્ર મીઠી સુગન્ધ, પોશે પોશે ખાવાનું મન થાય એવી. અહીંના ઉનાળાની રાત તો સુન્દર હોય જ છે, સવાર અતિ સુન્દર હોય છે. શહેરમાંથી જોગિન્ગ માટે રૂપાળા સુખી લોકોની અવરજવર મળસ્કાની શરૂ થઈ જાય છે. ત્યારે કેમ્પસના સારસ્વતો ઊંઘતા હોય છે. આમ તો પરીક્ષાની ઋતુ. પણ વાતાવરણમાં નરી તરલતા વરતાય. લેલાંનાં ધાડાં આખો દિ કેં કેં કરતાં આ છેડેથી પેલે છેડે ગ્રીષ્મને ગજવતાં લાગે. સાંજ નમે ત્યાં અટીરાની ઝાડીમાંથી મોરનું ટોળું નીકળી આવે. કેટલાક ગેસ્ટ હાઉસ તરફ, તો કેટલાક મૅનેજમેન્ટની દિશામાં ચાંચે ચડયું તે ચરતા રહે. કોઈ વરણાગિયો મોર ટીવી–ઍન્ટેનાની શોભા મિનિટો લગી વધારી મૂકે. ઝાડીઓમાં કોયલો ટહુકયા જ કરે, તે એવું નિયમસરનું કે ધ્યાન જ ન જાય. બોગનવેલોના બુટ્ટા ભરી લીલાશ ચોપાસ હોય, એટલે બળબળતા તાપની યાદ જ ન આવે. આ દિવસોમાં કેમ્પસ સાચે જ થોડું અધ્ધર, ઊંચકાયેલું હોય છે.

પણ આ વર્ષે જુદી જ રીતે ઊંચકાયેલું છે. દેશનાં શહેરોમાં અમદાવાદ ઝડપથી વધુ ને વધુ પ્રદૂષિત થનારું શહેર કહેવાય છે. પણ એનું યુનિવર્સિટી-કેમ્પસ સાવ જ ચોખ્ખું, બલકે તાઝગીપ્રદ છે. અહીં શહેરમાં ગોળીબાર થયો હોય એની ખબર બીજા દિવસે છાપું ખોલો

ત્યારે પડે છે. પણ આ વખતે એવું નથી. છેલ્લા અઢી માસથી શહેરમાં અનામતનું આંદોલન ચાલે છે. પરીક્ષાઓ સાવ જ નહીં. રાજ્યના લગભગ સાતેક લાખ વિદ્યાર્થીઓનાં નાજુક ભાવિ સાથે ચેડાં થયાં છે. પ્રવૃત્તિથી ધમધમતા યુનિવર્સિટીના પરીક્ષા-વિભાગમાં સોપો પડી ગયો છે. ગુજરાતની કૉલેજો, હૉસ્ટેલો અને શાળાઓના કૉરીડોર્સ પર ધૂળો છવાઈ ગઈ છે. દસમા-બારમાનાં સુકુમાર કિશોર-કિશોરીના ચહેરા આ આતંકથી મ્લાન પડી ગયા છે. આક્રોશ હજી એમનામાં મહોર્યો નથી, એટલે પોળની રમતોને એમણે નાદાનીથી વહાલી કરી છે. સંખ્યાબંધ નિર્દોષ લોકોને મરણશરણ કરાયા છે. આગ અને લૂંટફાટમાં કરોડોનું આંધણ થયું છે. એક અંદાજ મુજબ અમદાવાદ દસ વર્ષ પાછળ ફેંકાઈ ગયું છે. શહેરમાં ઠેકઠેકાણે કરફ્યુ છે અને પોલીસ તેમજ 'મિલિટરિકી ગશ્ત જારી હૈ'...છેલ્લા બે દિવસથી અમદાવાદને માથે હેલિકોપ્ટરો પણ ફરે છે. દસ મિલિટરી-વાન કેમ્પસમાંથી ધીમી ગતિએ જતી જોઈ તે રાતે ઊંઘ ન આવી. પછી તો બે કલાકને આંતરે જોવા મળતું એ દૃશ્ય મનમાં ગોઠવાઈ ગયું. વાનમાં આગળ સ્ટેનગનધારી ઊભો હોય, ને પાછળ સોલ્જર્સની બાજ જેવી ચાંપતી નજરોની કિલ્લેબંધી. મને થયું: યુનિવર્સિટીના મેઈન બિલ્ડિંગથી કુલપતિનિવાસ થઈ મૅનેજમૅન્ટ જતો રસ્તો લશ્કરની હેરાફેરી માટે કદીયે હોય! અરે, અહીં તો રોજ બિચારાં પ્રેમીઓ મળે છે! એમનાં સ્કૂટર ખડાં કરી, અડોઅડ બેસી ગુફતગૂમાં જીવનરસ લૂંટતાં હોય છે. ઝાડ નીચે અંધારામાં લપાયેલી કોઈ ફીઆટમાં ઝીણી ઝીણી વાતો કરતાં યુગલોનાં અંગત મિલનો માટે આ બધા રસ્તા છે. પણ કૅમ્પસનું એ ખુશનુમા મધુર એકાન્ત આજે ભૂંસાઈ ગયું છે. સાત-આઠ વાગે પણ રાતના બેત્રણ વાગે હોય તેવી વિજનતા હોય છે. પાછળ આવતો સાઇકલધારી પીઠમાં છરો તો નહીં ભોંકી દે ને, એવી દહેશત રહે છે! સામેથી આવતો દરેક તમને શંકાથી જુએ છે! રોજિંદો વિશ્વાસ, ઘરોબો ચાલી ગયાં છે. બધાં તનાવથી જોડાયેલાં છે. દરેકના ચિત્તમાં અજંપો અંધકારના કોઈ ડિમ્ભની જેમ ફૂધા કરે છે...

લખવાનું કામ હું બેડરૂમમાં કરું છું. કાર્યવશાત્ અમારી પથારી ફ્રેન્ચ પ્રતીકવાદી કવિઓથી ભરાઈ ગઈ છે. આ તરફ બૉદલેર છે, અહીં વર્લેન-

રાંબો, આ માલામે', આ વાલેરી. 'દુરિત શહેરમાં સુકુમાર પુષ્પરૂપે પ્રવેશે છે' એવી બૉદલેરની પંક્તિ પાસે હું અટકી ગયો છું. પેરિસની એ સુકુમાર પુષ્પિતા આજે નથી. કવિ ગાઈ શકે એવું અને એટલું જ દુરિત હવે થોડું છે? કશીક અનામ શૂન્યતા છે, મૂઢ કરી દેનારી. કવિતાના દિવસો નથી આ. અને પ્રતીકવાદીઓની સુન્દર-લીલાના તો નહીં જ. કલાને અસંભવિત બનાવી મૂકે એવી જડસુ સભ્યતા પાંગરી રહી છે. કલાકાર, સાહિત્યકાર કે પત્રકાર કોઈનું કશું કામ નથી જાણે! ભારતીય બૌદ્ધિકની ભૂમિકા નાશ પામી રહી છે. વિચારો, મતભિન્નતાઓની જરૂર નથી. વિદ્રોહ, બંડ કે આંદોલન પાછળની ભૂમિકા સમજવા માટે જરૂરી ધીરજ અને ઉદારતા લુપ્ત થવા લાગ્યાં છે. હાજીહા-પરસ્ત અનુસરણિયા અને તેમના ધીટ શાસકોનું એક લીલિપુટીઅન કલ્ચર વિકસી રહ્યું છે. યુનિવર્સિટીના ડિપાર્ટમેન્ટમાંનો એક કેળવાયેલો, અદનો પ્રોફેસર આ સમાજમાં ફાલતુ વસ્તુ જેવો, રીડન્ડન્ડ ભાસે છે.

આંદોલનો તોફાનોમાં કેમ પલટાઈ જાય છે? આ પ્રશ્નને ચોપાસથી અને ગંભીરતાથી વિચારવો ઘટે છે. મેસિવ મેન્ડેટ આપનારા મતદારો આ પ્રજામાં જ હતા ને? તેઓ હાલ ક્યાં છે? લોકપ્રિય સરકારો કયા લોકોને પ્રિય છે? એવી સરકારો એમની એ પ્રજાને આવી હાલાકીની પળે વિશ્વાસમાં કેમ લેતી નથી? મત અને લોકશાહી, જો સરકાર અને પ્રજા વચ્ચેની નોંધપાત્ર કડી છે, તો એ કડી આજે ક્યાં ખોવાઈ ગઈ છે? કહેવાતી વાટાઘાટો અને ઠાવકી શાન્તિસમિતિઓનું કામચલાઉ રાજકારણ કેટલું નભે? જે પક્ષે સત્ય હોય, તેનો નિરંતર પ્રસાર થવો જોઈએ. ગાંધીના સત્યાગ્રહની આ દેશમાં ખાનાખરાબી થઈ છે, તો સત્યને માટેના એમના હિંસામુક્ત તંતને આપણે સાવ જ ભૂલી ગયા છીએ. આંદોલનો વખતે આપણે લૂંટાઈએ છીએ. વિનાશ વહોરીએ છીએ એ તો ખરું જ, પણ આપણે કેટલા બાલિશ, અને બીજી તરફથી બર્બર છીએ તે પણ દેખાઈ આવે છે. સંસ્કૃતિનું રૂપાળું આવરણ સરી પડે છે અને આપણી નાગાઈઓ ઉઘાડી પડી જાય છે. આપણી જંગાલિયતનો સાક્ષાત્કાર થતાં આપણે દુખી દુખી થઈ ઊઠીએ છીએ.

મિ૰ રાજીવ ગાંધી દેશને એકવીસમી સદીમાં લઈ જવા માગે છે. ત્યારે એક લોકશાહીપૂર્ણ પ્રજા તરીકેની આપણામાં કેટલી પુખ્તતા જોઈશે

એનો અંદાજ એમણે કદાચ નહીં બાંધ્યો હોય. એઓ સ્વપ્નદ્રષ્ટા છે. એક વડાપ્રધાન માટે એ સારું ગણાય. એકવીસમી સદીમાં પ્રવેશવું એટલે યન્ત્રવિજ્ઞાનની પશ્ચિમી દોડને લાયક બનવું. આ મુખ્ય સ્વપ્નને સાકાર કરવા એમણે બીજાં બે નાનાં સ્વપ્ન પણ આકાર્યાં છે: દેશમાં કમ્પ્યુટર ક્રાન્તિ આવે અને શિક્ષણમાં મૂળગામી પરિવર્તનનો પાયો નખાય. એમને મળેલી અસાધારણ બહુમતીએ એમને સાચી દિશામાં ઉત્સાહિત કર્યા છે. શિક્ષણમાં પરિવર્તનની એમની વાતને એમના સાથીઓ, શાસકો, અધિકારીઓ, યુ.જી.સી., યુનિવર્સિટીઓ અને નાના મોટા શિક્ષણકારો ઝડપથી ઝીલી લેશે. રેલોલ-ની સ્ટાઈલમાં સ્થાપિત હિતો એમાં ભાગ પડાવવા જલદી જલદી આગળ આવશે. શિક્ષણની પ્રવર્તમાન દશાનો વાસ્તવિક ખયાલ તો વિદ્યાર્થી અને શિક્ષક પાસે છે. એ જાણ્યા વિનાનું પરિવર્તન પી. એમ.ની કેપનું છોગું જ બની રહે. બાકી એકવીસમી સદીની સવાર થવાને માત્ર ૧૫ વર્ષની જ વાર છે...

૩૦-૪-૮૫
૧૬-૫-૮૫

૯

# લોકશાહી બાદશાહી માથાંશાહી

આજ્ઞાંકિત નિશાળિયો સ્લેટ-પેન લઈ ચાલી આવતા હોય એ રીતે જૂન આ વખતે વરસાદ અને ઠંડક લઈ ઊગ્યો છે. ગુજરાતના સાગરકાંઠે ત્રાટકનારું કમનસીબ વાવાઝોડું વિખરાઈ ગયું છે. પણ અનામત-આંદોલનની આંધી હજી પૂરી શમી નથી. પ્રજાઓ સ્વભાવે ભુલકણી હોય છે. નિષ્ફળતાઓનો ઇતિહાસ ઝડપથી ભૂલી જાય છે. પોતે ખાધેલી પછડાટોનું એને જો સ્મરણ રહે, તો કેવું સારું! અહીં લોકો પૂછે છે: આ અનામતવાળાઓએ શું ઉકાળ્યું? જાન-માલની અભૂતપૂર્વ નુકસાની સિવાય એમણે શું મેળવ્યું છે? જો કે સરકાર અને આંદોલનકારો વાટાઘાટોના રસ્તે ચડ્યા છે એ સારું છે. બંને એ દિશાની નરમાશ દાખવી રહ્યા છે. પરીક્ષા વિના સંતાનોનું નવા વર્ષે શું થશે એ ચિન્તા બંનેના ચિત્તમાં સળવળવા લાગી છે. જનજીવન રાબેતા મુજબનું થતું આવે છે. ઇન્ટીરિયરની બસો દોડવા માંડી છે. ભય, દહેશત ભૂંસાતાં આવે છે, વીજળીઘર પાસે ઘડીક બપોરે ઊભા રહો, તો લાગે નહીં કે આ શહેર થોડા દિવસો પર ખૂનામરકી, આગ, લૂંટ અને છરાબાજીની ઝપટમાં મૂઢ હતું. એક રીતે આખો પ્રશ્ન અધ્ધર થઈ ગયો દીસે છે. આંધી પૂરી શમશે ત્યારે, શું મેળવ્યું તે કરતાં કેટલું ગુમાવ્યું એનાં લેખાંજોખાં માંડવા નહીં પડે. આપણી હતાશાનું એ ચિત્ર પણ સ્પષ્ટ થવા માંડ્યું છે.

આંદોલનોનું એક શાસ્ત્ર હોય છે. એના મહાન શાસ્ત્રકાર તો ગાંધી હતા. એમની જ ભૂમિની પ્રજાને એ આવડતું નથી એમ ભાસવાનો પૂરો

સંભવ છે. જનજીવનનો કોઈ પ્રશ્ન કદી સીધો નથી હોતો. લીંપણવાળા ઘરમાં એક વાર પોપડા ઊખડવા માંડે એટલે ઊખડ્યા જ કરે છે. આંદોલનના એક પ્રશ્નની સાથે અનેક પ્રશ્નો ફટાફટ શરૂ થઈ જાય છે. સ્વાતન્ત્ર્યના એક જ પ્રશ્ને ગાંધીને ચિન્તક બનાવી દીધેલા. સ્વાતન્ત્ર્ય-સંગ્રામ જીવન-સંગ્રામ બની ગયેલો. આઝાદી સિદ્ધ કરવા નીકળેલી પ્રજાએ ભારે પરિવર્તનોને અન્તે આખું જીવન ઘડવું પડે. અને ત્યારે આંદોલન ક્રાન્તિ બન્યું હતું. પ્રભાવક નેતૃત્વ અને બહુસમ્મતિ વિના એકેય ચળવળ ચાલતી નથી. એવા સત્યના અભાવમાં એ હમેશાં હિંસક બની રહે છે.

હિંસક સત્ય હોઈ શકે, પણ એનો ક્યારેય જય ન થાય. ગાંધીનો આ મર્મ ન જાણીએ, તો દોડતા વાઘ પર બેઠા હોઈએ એવું લાગે. નવા-નવા કાર્યક્રમોથી આંદોલનના વાઘને દોડાવ્યે રાખો, અટકીને ઊભો રહેશે તો આપણને જ ખાઈ જશે. અનામત-આંદોલનની આ વખતની ડિઝાઈન આવી સ્થૂળ રહી. વાલીમંડળનું સીમિત નેતૃત્વ મોટું બળ બને એવું ન થયું. એવી સ્વલ્પ અને કમજોર નેતાગીરી હમેશાં વલ્નરેબલ, આક્રમણભોગ્ય હોય છે.

પ્રજાના વિશાળ સમૂહો પર જેનું વર્ચસ્ હોય એવા સાહિત્યકારો કે કલાકારો ગુજરાત પાસે એક-બેથી વધુ નથી, સંતો અવશ્ય છે. પણ તેઓ કથાકીર્તનની ભાગેડુવૃત્તિને પ્રેરતી પ્રવૃત્તિને ઓળખતા નથી. એમની ધાર્મિકતા પાછળની સંકુચિત આધ્યાત્મિકતા આશ્વાસન આપનારી હશે, કલ્યાણકર નહીં. રામ કે કૃષ્ણને ભજતો એમનો મન્ત્ર મુગ્ધ કરે છે, પ્રજાને બુલંદ બનાવતો નથી. વ્યક્તિઓ અંદરથી જાગે અને ખરા અર્થમાં યુયુત્સુ બને એવું થતું નથી. સાહિત્ય, કલા કે ધર્મનાં ખોખલાં રૂપો કસોટીની આવી પળોમાં ઉઘાડાં પડી જાય છે, ફાલતુ લાગે છે. જાણ્યે-અજાણ્યે એમના વડે 'સ્ટેટસ-કો'ને બળ મળે છે. પ્રજા માટે મધુર ધારણનું કામ કરતી એમની પ્રવૃત્તિઓ આવતારા દિવસોમાં નથી ચાલવાની.

નેતાનું પહેલું લક્ષણ કેડી કોરનારનું છે. કશુંપણ આંદોલન કે બંડ, કશીપણ વિદ્રોહવૃત્તિ કે ક્રાન્તિ એ વિના અસંભવિત છે. આપણે એક

રૂઢિજડ પ્રજા છીએ, એટલે હમેશાં સમર્થન માગીએ છીએ. કોઈ ઊફરાંટો જાય એ આપણને પાલવતું નથી. લોકશાહીમાં વ્યક્તિ-સ્વાતન્ત્ર્યને ઊંચું મૂલ્ય મનાય છે, પણ લોકશાહો ગઈ કાલના બાદ-શાહોથી જરીકે જુદા નથી – કશીપણ મતભિન્નતા એમને પોસાતી નથી. એમનેય કુરનિસ બજાવનારા યસમેનોની જરૂર છે. છેલ્લાં કેટલાંક વર્ષોથી આપણે 'ધી ડેમોક્રસી ઈન ધી પર્સન ઑવ પી. એમ.'માં જીવીએ છીએ. કેન્દ્રનું રાજ્યે અને રાજ્યનું પ્રજાએ માનવું જ જોઈએ – શૈલીની પ્રથાએ દેશમાં માથાશાહીને વિકસાવી છે. 'હાઈકમાન્ડ' જેવો શબ્દ હવે જેટલો ફ્યૂડલ છે, તેટલો ફેડરલ નથી. રાજકર્તાઓ વડાપ્રધાનના આદેશ માટે દિલ્હી સુધી જાય છે, પણ જે મતદાર પ્રજાએ એમને ચૂંટ્યા છે તેમની ઘરઆંગણાની વાત સાંભળતા નથી. 'પ્રજાનો ચૂંટા-યેલો પ્રતિનિધિ' કે ધારાસભ્ય, આ ઉપરથી નિયન્ત્રિત થતી આવતી હાયરાર્કિમાં તણખલા જેવો છે. જુદા પડવાની એની શક્તિ નષ્ટ થઈ ચૂકી છે. પોતાનો એ ધર્મ છે એવું તો એને લાગે જ શી રીતે? આવા સંજોગો વચ્ચે આંદોલનો શી રીતે સફળ થાય? આ વખતે આપણે ધારાસભ્યોને જવલ્લે જ સ્પર્શ્યા, એમને ઘેર જઈ એમને પાછા બોલાવવાનું આપણે ન કર્યું. મત આપીને ઊંઘી જનારી પ્રજાને કશા આંદોલનનો અધિકાર ખરો? આવું હોય ત્યારે, સ્વાભાવિક છે કે આદોલનના નેતાઓ જ ગુનેગારો જેવા લાગે. કેડી કોરનારો – ડેવિઅન્ટ–કોઈપણ જર્જરિત સિસ્ટીમમાં ગમે ત્યારે ક્રિમીનલ ભાસે છે...

સોળમી સદીમાં, રાજાને બીજાને મારી નાખવાનો અધિકાર હતો. પાખંડી-ઓને તથા ગુનેગારોને જાહેરમાં સજા થતી – એટલા માટે કે પ્રજાને રાજ-સત્તાનું સદા સ્મરણ રહે, નહિ કે બીજાઓ એ જોઈને બોધપાઠ શીખે! સત્તા સ્વભાવે જ પ્રદર્શનખોર છે. એની આજ્ઞા કે આદેશ હમેશાં પાલન માટે હોય છે, ચર્ચા કે મતમતાન્તર માટે નહીં. એમાં ધૈર્ય નથી હોતું, પળવારમાં જ રાજાજ્ઞા ભભૂકી ઊઠે છે. પણ ત્યારે એ 'ટેરર' નથી ગણાતી. જિસસ, બુદ્ધ કે ગાંધી જેવા ડેવિઅન્ટસને કાં તો ગુનાઈત કે પાગલ મનોરોગીમાં ખપાવવાનું સરળ હોય છે, પણ સાત વર્ષની બાળાને પોલીસ ગોળીએ વીંધી નાખે એ કાયદો અને વ્યવસ્થા અર્થે ગણાય છે, 'શાન્તિ' સ્થાપવા એને અનિવાર્ય લેખાય છે. રાજ્યના ઢાંચામાં રહીને

કે બંધારણના માળખામાં રહીને તમે ગમે તે કરી શકો છો, પણ એ ઢાંચો કે બંધારણ જે પ્રજાને માટે છે તેનું શું? બંધારણ અફર હોય તો ઈશ્વરદત્ત હોવું જોઈએ! હકીકત એવી છે, કે જે માનવ-સરજિત છે તે જ હવે ભયગ્રસ્ત છે. લોકશાહી જેવી આપણા સમયની આધુનિક શોધનું ચોપાસથી દમન થઈ રહ્યું છે. સ્વશાસન અર્થે માણસે વિકસાવેલી એ શાસનપ્રણાલી, માગે છે એટલી પુખ્તતા અને પવિત્રતા ૩૮ વર્ષે પણ આપણે દાખવી શકતા નથી. 'પ્યોર ટૉન્શન્સ ટાઅર્ડ્ઝ ડેમોક્રસી'ની અછત 'ત્રીજા વિશ્વ'ની કદાચ પહેલી અને છેલ્લી અછત છે.

અનામત–આંદોલને દર્શાવી આપ્યું છે કે ભાવિ આંદોલનો હવે સીધાં-સૂતરાં નહીં હોય. સત્તાપક્ષ અને પ્રજા કે વિરોધ પક્ષ જેવો સાદો મોરચો નહીં હોય. એને તોફાનો, લૂંટફાટ અને હિંસાથી રંજાડી મૂકનારી એક ટેરરીસ્ટ પેટર્ન હવે સેટ થતી આવે છે. મતદાન અને મત કે અભિપ્રાયના વિનિમયનું રાજકારણ પૂરું ચહેરાઈને અંધા-ધૂંધીમાં હોમાઈ જાય, તે પહેલાં સૌએ ચેતવાની ઘડી આવી ગઈ છે. લોકશાહીની ખૂબી જ એ છે, કે ગમે તેવા વિપરીત સંજોગોમાં ય પોતાનાં 'ઍન્ટિબૉડીઝ' ટકાવી શકે છે. આપણે એ ખૂબીને વિકસાવીએ.

૨–૬–૮૫
૮–૬–૮૫

# ૧૦
# યે સબ કૌન કરવાતા હે સા'બ ?

'એક બાત કહું સા'બ?' યુ. પી. સાઈડના અમારા માળીએ પૂછ્યું. 'બોલિયે.' 'યે આંદોલનકા આપકો ક્યા લગતા હૈ? કબ રુકેગા? મેરે હિસાબસે કભી રુકનેવાલા હી નહીં.' હું કશો જવાબ આપું તે પહેલાં કહેવા લાગ્યો, 'નહીં રુકેગા સા'બ, સચ કહેતા હું. જાનતે હો, પહલે દસ રોજમેં લોગ પગારવગાર લે લેતે હૈં, ઔર બાદમેં યે બેઢંગી રફ્તાર શુરુ હો જાતી હૈ. પિછલે મહિને કો ભી નૌ–દસ તારીખસે હી જોર બઢ ગયા થા ન?' રામદિન ભૈયાની વાત વિચારવા જેવી હતી. એણે વળી પૂછ્યું: 'યે સબ કૌન કરવાતા હૈ સા'બ? ગલતી કોનો હૈ?' મારી પાસે એને આપવા લાયક જવાબ નહોતો.. રામદિનની વાતમાં પ્રજાકીય વ્યવહારો પાછળના આપણા સ્વ-અર્થી માનસનો ઇશારો હતો...

મે માસના અન્તે લાગતું હતું કે આંધી શમવામાં છે. જનજીવન થાળે પડ્યુ હોય એને જ સામાન્ય લોકો તો 'જીવન' સમજે છે, 'શાન્તિ' સમજે છે, 'શાન્તિ' કહે છે. પણ લક્ષ્મીપુરાના ક્ષત્રિય સંમેલને તેમજ મહાજનોની વેપારબંધની જાહેરાતે અનામત-આંદોલનને એક નવો જ વળ ચડાવ્યો છે. આ કમનસીબ તવારીખમાં હવે જૂન માસ પણ વધેરાઈ જવાની આશંકા રહે છે...

લોકશાહીમાં બહુમતી પાયાનું અને નિર્ણાયક સત્ય છે. દેવ કે રાજાની આજ્ઞાની અવેજીમાં, આપણા સમયમાં પ્રજાના બહુમતી સ્વરૂપે શાસનનો દોર નક્કી કરે છે. પણ તેથી જ, બહુમતી મેળવવાનું – અને કોઈપણ

ભોગે મેળવવાનું – એક પ્રચણ્ડ કાર્ય ચૂંટણી વખતે શરૂ થઈ જાય છે. અને બહુમતી મળી જાય, પછી, એનું રૂપાન્તર સત્તામતિમાં થઈ જાય છે. જેની મતિ – સમ્મતિથી ચૂંટાઇ આવ્યા, જેમનો વ્હાલસોયો મૅન્ડેટ મળ્યો તેમની જ ગણના કરવાનું, પછી જરૂરી નથી રહેતું – બલ્કે અવગણના કરવાનું ખુશીથી થઈ શકે છે. દેશના વિશાળ સમુદાયો સાથેનો આ વિલક્ષણ વિચ્છેદ બધી જ રીતે ચિન્ત્ય છે, કેમકે વાસ્તવમાં, લોકશાહીમાં પ્રાણ પૂરનારા ઇન્ફ્રા-સ્ટ્રક્ચર સાથેનો એ એક જોખમી વિચ્છેદ છે.

એવા વિચ્છેદ વડે શાસકપક્ષ, મોવડીમંડળ અને મળતિયાઓનાં નાનાં-મોટાં જૂથોનું એકહથ્થુ રાજકારણ આકાર લે છે, એવા રાજકારણની એક ક્લોઝ્ડ સર્કિટ ઊભી થાય છે. વૈયક્તિક કે પ્રજાકીય અવાજનો એમાં પ્રવેશ થઈ શકતો નથી. લોકશાહી-પ્રક્રિયાનું ચક્ર અવળું ફરવા લાગે છે. નીચેથી ઊપસી આવતી બહુમતી નહીં, પણ ઉપરથી લદાતી રહેતી એકમતિનું પ્રસરણ શરૂ થઈ જાય છે. સત્તાનું આ સુપર સ્ટ્રક્ચર સંસદ, રાજ્ય વિધાનસભાઓ અને કૉર્પોરેટ બોડીઝ કે લોકશાહીય માળખાને વરેલી કોઈપણ જાહેર સંસ્થામાં આપણે ત્યાં સ્થિર થઈ ચૂક્યું છે. નીતિવિષયક નિર્ણયો, કાયદા કે ઠરાવો એક માણસની, કે વ્યક્તિત્વ વગરના અનેક માણસોના કોઈ જૂથની ઇચ્છામાંથી જન્મે છે. પરિણામે, લોકશાહીનું એક ખોખલું રૂપ આપણે જીવતા હોઈએ છીએ. આવી કહેવાની લોકશાહીમાં 'પાવર-જનરેટિવ પીપલ'નું સ્થાન 'પાવર-કન્સમ્પશન'ને વરેલી એકમતિએ લીધું હોય છે. અહીં મતમતાન્તર, ચર્ચા, વિચારવિમર્શ કે વાટાઘાટોને વાસ્તવિક પ્રકારનું સ્થાન હોતું નથી. જ્યારે પણ હોય, ત્યારે એનુ લક્ષ્ય લોકશાહી નહીં, સત્તાશાહી હોય છે.

મને પરિચિત એવી ત્રણેક સંસ્થાનાં મોડેલ્સની વાત કરું : પહેલી એવી સંસ્થા છે, જેમાં સભાસદ તરીકે પ્રવેશવા ઝાઝી લાયકાતની જરૂર નથી. ઓછી પાત્રતાવાળો એ સમુદાય ચૂંટણીઓથી બીજા બે સત્તામંડળો ઉચ્ચાવચ ક્રમે રચી લે છે, પ્રમુખ પણ અહીં ચૂંટણીથી નક્કી થાય છે. સંસ્થાકીય હેતુ અને નીતિનો ઢાંચો અહીં છે ખરો, પણ જૂનો અને નામનો. વિવિધ કાર્યક્રમો, સંસ્થાકીય કાર્યો અને વહીવટમાં, આવશ્યક

એવી પસંદગીઓમાં કે નિર્ણયોમાં અહીં ખાસ્સું મેનૂવરિંગ પ્રવર્તે છે. સંસ્થા જેમાંથી ઉદ્ભવી તે પાયાની સામગ્રી અલ્પદ્રવ્ય હોવાને લીધે અહીં બધાં જ પરિણામો પણ એવાં જ દમ વગરનાં હોય છે. સભાસદના એ ઈન્ફ્રા-સ્ટ્રક્ચરમાં કોઈ ક્રાન્તિકારી બંધારણીય પરિવર્તનની શક્યતા નથી, કેમ કે સત્તાજૂથમાં અવારનવાર દાખલ થતી એકમતિને એ પરવડે એવું નથી. બંધારણ જર્જર પોથી જેવું છે અને ચૂંટણી-પ્રથા ખામીગ્રસ્ત. લોકશાહીનું અહીં પ્રથા, પરમ્પરાને નામે દમન થાય છે. એને ખામીઓ, અછતો અને ઓછપોથી ઉછેરવાનું નેતાગીરીને આવડી ગયું છે. બીજી સંસ્થાનું ઈન્ફ્રા-સ્ટ્રક્ચર વરણીથી તૈયાર થાય છે, સમાન હિત ધરાવતા વર્ગોનું એમાં પ્રતિનિધિત્વ રહે એવી કાળજી રખાય છે. વરણીનાં ધોરણો ઊંચાં હોય છે. પ્રમુખની ચૂંટણી થાય છે. સંસ્થાની નીતિ સુચિંતિત છે અને હેતુઓની ચોક્કસ વ્યાખ્યાઓ થયેલી છે. વહીવટ કુનેહ ધરાવતા તેમજ સંસ્થાના ધ્યેયને બરાબર ઓળખતા અમલદારોના હાથમાં છે. તેઓ એનું ચુસ્તીથી પાલન કરે, તો પ્રમુખ કે સભાસદને માથું મારવાનું કારણ નથી. બલકે ઉપરીઓના કશાપણ મેનિપ્યુલેશનને અહીં જગા જ નથી! નવ્ય પરિવર્તનો માટે કારોબારનું આ સંગીન માળખું ક્યારેક જડ લાગે છે. છતાં પ્રથાઓ કે પરમ્પરાઓનો દુરુપયોગ, અહીં લગભગ નહિવત્પણે જ શક્ય છે. લોકશાહી અહીં એક આવશ્યક રૂઢિ છે, એના કડક પાલનમાં બધું આવી જાય છે. ત્રીજી સંસ્થાનું સમગ્ર માળખું નિયુક્તિથી અસ્તિત્વમાં આવે છે. નિયુક્તિ કરનારની ઇચ્છા અને સંસ્થાના નિયુક્ત પ્રમુખની ઇચ્છા એકરૂપ હોય છે. સંકળાયેલા સૌની મતિ એ એકને અનુરૂપ થઈ જાય છે. ચર્ચા, વિમર્શ કે પરામર્શની અહીં ઝાઝી જરૂર પડતી નથી – ઘણીઘણી બાબતો અંગેની સત્તા પ્રમુખને ઠરાવ કરીને સોપી દેવાય છે. સત્તાની, સંસ્થાના વ્યાપક હેતુઓ અને લોકહિતો અર્થે જરૂરી એવી એકસરસાઈઝનો અહીં અભાવ હોય છે. મીટિંગનું સીટિંગ-ઍલાવન્સ અહીં વધારે રસપ્રદ વસ્તુ લાગે છે...

પ્રવર્તમાન ભારતીય લોકશાહીના મર્મને ઓળખવા અને એનો તાલ બાંધવા આ ત્રણ મૉડેલને વિગતે ચર્ચી શકાય. બહુમતી જેવા નિર્ણાયક સત્યની આપણે ત્યાં જે વલે થઈ છે તેનો પણ અંદાજ મેળવી શકાય.

રામદિન જેવા સામાન્ય નાગરિકો ચોખ્ખા મતદારો છે, કેમકે એઓ આંખો મીંચીને મતદાન કરે છે ! ભણેલા નાગરિકો ઓછા ચોખ્ખા છે, કેમકે એઓ ઉઘાડી આંખે મતદાન કરે છે ! અને બૌદ્ધિકો – ખાસ તો મતદાનને વિશે ઉદાસીન બૌદ્ધિકો – સાવ જ ચોખ્ખા છે, કેમકે એઓ ચોકડીથી મતપત્રને પણ બગાડતા નથી ! આ સંજોગોમાં, આપણે ત્યાં 'મેન્ડેટરિ ડેમોક્રસી' સ્થિર થવા લાગી છે. એવી એક તરફી શાસનપદ્ધતિ હમેશાં વિરોધો, આંદોલનો, તોફાનો અને છેલ્લે અગતિક અંધાધૂંધી જન્માવે છે. દાઝ ધરાવતી વ્યક્તિમત્તા આ પરિસ્થિતિમાં શું કરી શકે ? કાં તો અંદર પ્રવેશી બધું સુધારવા મથે, ખપી જાય. અથવા તો ચૂપ મરે...!

૯–૯–૮૫
૧૮–૯–૮૫

# ૧૧
# આંદોલનનું કયું સત્ય કોના હાથમાં ?

ધીમી, ઠંડી ગતિએ ચાલતી કોઈ સસ્પેન્સ ફિલ્મમાં એકાએક જ એક વિસ્ફોટક ક્ષણ આવતી હોય છે. ચિત્રમાં ત્યારે, બધી ટાઢાશને શિથિલાવી નાખનારી રોમહર્ષણ ધડબડાટી બોલી જાય છે. લંબાવીને બેઠેલા, ફિલ્મને નિરાંતવે માણતા પ્રેક્ષકોનો જીવ ત્યારે તાળવે ચોંટી જાય છે. અગાઉના લગભગ બધા જ અંશોને જોડતો એ તડફડાટીભર્યો કાર્યવેગ રસપ્રદ રીતે છેવટની દિશા નક્કી કરી આપે છે. પરાકાષ્ઠા, પ્રતિપરાકાષ્ઠા અને અન્ત. આવી સાદી ફોર્મ્યુલામાં રહીને પણ હિચકોક વગેરે ઉમદા કલાકારો 'આર્ટફિલ્મ' સિદ્ધ કરતા હોય છે...

જૂન માસના બીજા અઠવાડિયે, ગુજરાતના અનામત-આંદોલનમાં એકાએક આવો પરિણામકારી ભાસતો કાર્યવેગ જોવા મળ્યો. ક્ષત્રિય સંમેલન પછી, મહાજનોના વેપારબંધની સાથે જ કર્મચારીઓની અનિશ્ચિત મુદતની હડતાળ શરૂ થઈ. એકલવીર સમા શ્રી મહેન્દ્ર દેસાઈ ઉપવાસ પર ઊતર્યા. સાતમીનો ગુજરાત બંધ સફળ નીવડ્યો. અનામતનો અધ્ધર થઈ ગયો લાગતો પ્રશ્ન વળી પાછો ફોકસમાં આવી ગયો. પરન્તુ એ જ બપોરે, 'દરિયાપુર-કાળુપુરમાં અને પછીના દિવસે વડોદરા-સૂરતમાં લૂંટફાટ, આગ અને છરા કે ગોળીથી હિંસાનું એક વધુ તાંડવ ખેલાયું. વેપારીઓ અને કર્મચારીઓનો સહયોગ સાપડવા છતાં, આંદોલનકારોની સફળતા ધૂળમાં મળી. તોફાનો અને આંદોલનો વિશે વળી પાછી અસમંજસતા ઊભી થઈ. આ સંજોગોમાં, શહેરના કેટલાક સુજ્ઞ મોવડીઓ 'નાગરિક સંગઠન સમિતિ રૂપે બહાર આવ્યા. એમનું વિત્ત સૂર્ય-

પ્રકાશમાં પ્રમાણી શકાય એ જાતનું આખરીનામું એમણે લાગતાવળગતા સૌને આપ્યું. મોવડીઓનો એ પ્રતાપ દેખીતી રીતે જ આવકાર્ય હતો. અને એ નવા સહયોગની ગમ્ભીર અસર થઈ. તાબડતોબ મન્ત્રીમંડળની બેઠક બોલાવીને, સરકારે નાગરિક સંગઠન સમિતિની બધી જ માગણીઓનો એકપક્ષીય સ્વીકાર કરી લીધો. રવિવાર સાંજની મુખ્ય મન્ત્રીશ્રીની એ જાહેરાતે 'રિલીઝ'નો અનુભવ કરાવ્યો. આંધી હવે થોડા કલાકોમાં શમી જશે એવો અન્ત દેખાવા માંડ્યો...

પણ આંદોલનકારોને સરકારના એ ઠરાવો 'સંદિગ્ધ' અને 'અસ્પષ્ટ' લાગ્યા છે. નાગરિક સંગઠન સમિતિને કદાચ સ્વીકાર્ય લાગ્યા છે. વાલી મહામંડળ અને નવરચના સમિતિ કહે છે કે 'આંદોલન ચાલુ રહેશે.' 'પ્રજાનાં બલિદાનો અને યાતનાઓ એળે જાય' એ એમને સહેજ પણ મંજૂર નથી. ૧૮ ટકા અને ૧૦ ટકા બંને અનામતોને સરકારે રાષ્ટ્રીય બહુસરમતિ સાથે સાંકળીને 'ચાલાકી' કરી છે એવું એમનું કહેવું છે. અદાલતી તપાસ અંગેની જાહેરાત પણ એઓને અસ્વીકાર્ય લાગી છે, કેમકે એની રચના, સમયમર્યાદા, એનું અધિકારક્ષેત્ર, એનો અમલ વગેરે વાનાં વિશે એમાં કશો વિગતે ફોડ નથી થતો. નાગરિક સંગઠન સમિતિને આ વાંધાવચકા ગળે ઊતર્યા હશે કે કેમ, અથવા તો એણે આંદોલનકારોને સરકારના ઠરાવો સ્વીકાર્ય છે એમ સમજાવ્યું હશે કે કેમ તે જાણી શકાયું નથી. વળી પાછી એ જ બેઢંગી રફતારનું વિષચક્ર ચાલુ રહેશે એવો ભય રહે છે. શ્રી દેસાઈએ પારણાં કર્યાં છે, વેપારબંધની મુદત પૂરી થઈ છે, કર્મચારીઓની હડતાળ (લખાયાની આ ક્ષણે) ચાલુ છે. પોતાના સત્ય પર ઝઝૂમતા આંદોલનકારો પાછા 'એકલા' લાગે છે. પથ્થરમારો અને છરાબાજી, તો આ તરફથી અશ્રુવાયુના ટેટા અને ગોળીબારો અટક્યાં નથી. સાંજે, ટી. વી. પરથી ફુલ્લ મેકઅપ અને રૂપાળી સાડીમાં સજ્જ એવી ન્યૂસ-રીડર બાનુ બોલશે: આજ ગુજરાતકી સ્થિતિ પૂરે નિયન્ત્રણમેં રહી. છૂટપુટ ઘટનાઓંકો છોડકર શહરમેં 'શાન્તિ' રહી... વગેરે.

આ શાન્તિ શી ચીજ છે? છૂટપુટ ઘટનામાં કોઈનું સ્વજન વધેરાઈ ગયું હોય, એનો શાન્તિ સાથે કશો સમ્બન્ધ ખરો કે નહીં? 'શાન્તિ' આપણા સમયનો સૌથી ભ્રષ્ટ શબ્દ છે. યુદ્ધો અને અંધાધૂંધીના સમયોમાં

ભાષા બોદી બની જાય છે. બધા અર્થો અનર્થો ભાસે છે. સામાજિક-અસામાજિક, સફળતા-નિષ્ફળતા જેવાં દ્વન્દ્વો ભૂંસાઈ જાય છે. 'સત્ય' સૌના હાથમાં હોય છે – સરકારના, આંદોલનકારોના, તટસ્થ નાગરિકોના, સૌના. પણ રોજ સમ્પત્તિનાશ થાય, નિર્ઘૃણ માનવહત્યાઓ થાય એ પણ 'સત્ય' છે! એ સત્ય કોનું છે? એનો માલિક કોણ છે? હડતાળ 'નિષ્ફળ' ગઈ કે બંધ 'સફળ' થયો એમ કહી શકાય છે. પણ મનુષ્યની બધી માયાનો અસબાબ જ્યાં ગૂંથાયો હોય છે એ ઘરસહિત, એમાં વસતી આઠ આઠ વ્યક્તિઓ આગમાં ભડથું થઈ જાય એ નિષ્ફળતા કોની? સત્ય આજે અનાથ છે અને ભાષા પણ કર્તા વિનાનાં ક્રિયાપદોની નરી ભ્રમણા છે. લોકશાહીનો 'બિલ્ટ-ઈન' વિરોધાભાસ એ છે, કે એ વ્યક્તિ માત્રના સત્યનો પુરસ્કાર કરે છે, પણ પોતાનું 'ફન્કશનિન્ગ' બહુમતીએ સિદ્ધ કરેલા સત્ય પર નિર્ભર રાખે છે! એટલે બહુમતી જ એમાં સત્ય ઠરે છે: બહુમતી પાસે હમેશાં સત્ય હોય એમ નહીં, વૈયક્તિક સત્યે પોતાનો પ્રસાર અને પ્રભાવ પાથરીને લોકસત્ય બનવાનું. આ પ્રક્રિયા ધૈર્ય માગી લે છે. એટલે સ્તો, વિકાસશીલ દેશોની ટૂંકબુદ્ધિ પ્રજાઓને લોકશાહી બહુ આસાનીથી થકવી શકે છે.

ગાંધીમાં અપાર ધૈર્ય હતું. સત્યાગ્રહને હિંસાની આંચ અડે કે તુર્ત તેઓ થંભી જતા. સત્યનું અહિંસાથી રખોપું કરી જાણવાની કલા એ મહાત્માને સિદ્ધ હતી. સ્વાતન્ત્ર્યસંગ્રામના દીર્ઘકાલીન આંદોલનમાં આવેલા અન્તરાલોનું અધ્યયન ઘણું શીખવી શકે એમ છે. પોરો ખાવો એ સંગ્રામની જ એક જરૂરિયાત છે. યુદ્ધવિરામ યુદ્ધની જ એક જુક્તિ નથી? આવા વિનાશનું નિમિત્ત બનેલા આંદોલનકારોનો જીવ બળે એ સમજી શકાય એમ છે. આટઆટલી ખુવારી પછી એઓ ગમે તેવું સમાધાન સ્વીકારી લે તો સમાજદ્રોહી ઠરે, આત્મદ્રોહી પણ ઠરે. સંગ્રામ એમણે વેઠ્યો હોય, અને સમાધાનનાં સાકર-ચારોળી ઍક્સ-પાર્ટીને હાથે વહેંચાય એ પણ ઠીક નથી. 'અશાન્ત વિસ્તારોમાં ૧૦ દિવસ માટે કાર્યક્રમો નહિ અપાય' કહીને આંદોલનકારોએ ધૈર્યની દિશામાં જરૂરી ડગ મૂક્યું છે. નાગરિક સંગઠન સમિતિ સાથે ચર્ચાઓ કરી, તડજોડ કરી હજી સરકાર સાથે સહિયારી વાટાઘાટો કરી શકાય. એ જ રીતે એ મોવડીઓએ પણ પોતાના પ્રભાવને હવે પરિણામકારી બનાવવો રહ્યો..

વેપારીઓ અને કર્મચારીઓનો પણ વિધાયક સહયોગ રચી શકાય. સૌ બધું થાળે પડે એમ ઇચ્છે છે અને સરકાર સૌથી વધુ એમ ઇચ્છે છે એ માત્ર માન્યતા નથી, હકીકત છે. મોવડીઓ, વેપારીઓ અને કર્મચારીઓ સાથેના પ્રાપ્ત 'લિન્કેજ'નો આંદોલનકારોએ લાભ લેવો ઘટે છે. તો, એઓ સૌ સહયોગને એક વ્યાપક પરિબળ રૂપે દૃઢ કરવા દે એ પણ જરૂરિયાત છે. બધી બળતરા અને રોષ-આક્રોશ ગળી જઈને, સરકાર સાથેનો સેતુ ટકાવવા સૌ મથે તો એને પણ આંદોલનનો જ એક ભાગ કહેવાશે. પરીક્ષાઓનું ઘણું જ મોડું થઈ ગયું છે. નવું સત્ર ક્યારથી તે ગણવું મુશ્કેલ થઈ પડ્યું છે. શિક્ષણનો ગયો સમય વ્યક્તિ કે પ્રજાના જીવનમાં કદી પાછો આવતો નથી. એટલે, પરીક્ષાઓને હુકમના પાનાની જેમ સાચવી રાખવાનો અર્થ નથી. બીજી વાર જીતવા ક્યારેક ખુશીથી હારવાનું પણ હોય છે. આંદોલનના બળનો જો પરીક્ષાઓ જ આધાર હોય તો ચિન્ત્ય ગણાય. કોઈ એક જ આધારથી અને કોઈ એક જ શૈલીથી આંદોલનો સફળ થયાં નથી. એ સમજ માટે પણ થોડું અટકવું પડે એમ છે.

૧૧-૬-૮૫
૨૨-૬-૮૫

# ૧૨

# લોકજાગરણ વિશે

અહીં લોકજાગરણ વિશે થોડા મુદ્દા રજૂ કર્યા છે, એની સંગીન ચર્ચાઓની અપેક્ષાથી.

લોકજાગરણનું એક કામચલાઉ સ્વરૂપ નક્કી કરીને પ્રારમ્ભો કરી શકાય. તો એ સ્વરૂપની મુખ્ય બે વીગતો આ લખનારને આવી સૂઝે છે: (૧) લોકજાગરણ એક સતત પ્રક્રિયા જ રહે. પોતે જ પોતાનું ધ્યેય બની રહે. લોકજાગરણના પુરુષાર્થને કશા મુકરર પરિણામ સાથે જોડવું ન ઘટે. (૨) પ્રક્રિયા હોઈને એ કદી વૈચારિક દશામાં ન હોય. એનો સીધો સમ્બન્ધ હમેશાં ક્રિયા – ઍક્શન – સાથે હોય. વિચાર અને આચારની અભિન્નતા અને એકવાક્યતા સદા જળવાય તેવી નિષ્ઠા વિના આવો પુરુષાર્થ મિથ્યા ઠરવાનો પૂરો સંભવ છે. આ સ્વરૂપની વારંવાર સમીક્ષા થવી ઘટે.

આ બે વીગતોને ચરિતાર્થ કરવા પ્રવૃત્તિના ચાલન-સંચાલનનો જે પ્રશ્ન લાગલો જ ઊભો થાય છે તેમાં જે મુદ્દાને કેન્દ્રવર્તી સ્થાન મળવું ઘટે. તે મુદ્દો એ કે આ પ્રવૃત્તિને માત્ર વ્યક્તિમત્તાવાળી વ્યક્તિઓનો જ લાભ મળવો ઘટે. મોટે ભાગે આપણે ત્યાં બધી સંસ્થાઓ લોકશાહીપદ્ધતિ અપનાવવાનો ઢોંગ કરે છે. પરન્તુ એમાં સરવાળે અબુધો અને બેસમજો ઘૂસી સંસ્થાને વિકૃત કરવાની દિશામાં પ્રગતિ કરી શકતા હોય છે. એ આપણો અનુભવ છે. લોકજાગરણનો પુરુષાર્થ એમનાથી બચીને સુરક્ષિત રહે તેવો જ પાયો બંધાવો જોઈએ. વ્યક્તિમત્તા ધરાવનારાઓને સંસ્થાઓ ગળી જાય અને એમનું એક અર્થહીન સંસ્થાકરણ થઈ જાય.

તેવી રસમોની નુકતેચીની કરવાનો અવકાશ પહેલેથી જ આવા પુરુષાર્થમાં સંલગ્ન હોય – આ વાત વિવાદાસ્પદ બનવી ન જોઈએ.

બીજી તરફથી, કહેવાતી વ્યક્તિમત્તાઓ પણ આવા પુરુષાર્થને વિકૃત કરે એ એટલું જ સંભવિત છે. 'એમનું આભાસી સ્વરૂપ ઓળખાય કે તુર્ત જ લોકજાગરણે એઓનો નિકાલ કરવો ઘટે. ટૂંકમાં, વ્યક્તિ અને સંસ્થા વચ્ચે એક આદર્શ સંતુલન ઊભું થાય — વ્યક્તિઓ વડે સંસ્થા ઓળખાય અને સંસ્થા વડે વ્યક્તિઓ. છતાં સંસ્થાઓ હમેશાં વ્યક્તિઓ વડે જ જીવી શકે, સંસ્થાની સરખામણીએ વ્યક્તિ ઓછી ઍબ્સ્ટ્રેક્ટ વસ્તુ છે એનું સ્મરણ રહેવું જોઈએ. લોકનું જાગરણ ઇતિહાસમાં હમેશાં વ્યક્તિઓ વડે થયું છે. જાગેલો જ કોઈને જગાડી શકે.

આ પછી જે પહેલો પ્રશ્ન થાય તે આવો: લોકજાગરણની વીગતો શી? આપણે વીગતોની એક મોટી યાદી બનાવી શકીએ એવી દશા છે. છતાં જે ભય છે તે ખોટા પ્રશ્નોમાં સામેલ થઈ જવાનો. પ્રશ્નો મૂળે જ ભ્રાન્ત હોય એટલે એમના ઉકેલનો પુરુષાર્થ ઝાઝો ફળદાયી ન નીવડે તે સમજાય તેવું છે. આવી વખતે પ્રશ્નોની સાચી માંડણી થવી જોઈએ. હું માનું છું કે લોકજાગરણનું આ ઘડીનું જે કાર્ય છે તે એક તરફથી આવી માંડણી રચવાનું અને બીજી તરફથી એના ઉકેલની 'મોડસ ઑપરેન્ડી' ઊભી કરી કામે લાગી જવાનું. આ પરિપ્રેક્ષ્યમાં થોડો વધુ વિચાર આમ કર્યો છે:

લોકજાગરણનો પ્રારમ્ભ લોક-અવસ્થાની જાણકારીથી કરીએ. લોકની પ્રવર્તમાન સ્થિતિ, દશા, અવસ્થા, એમનો જોગ-સંજોગ શું છે? કઈ શ્રદ્ધાઓથી, કઈ જીવનશૈલીએ જિવાય છે આજે? કયાં સંવેદનો વડે? કયા વિચારો વડે? કશાં ગૃહીતો પ્રજા કે શાસકો (સર્વ ક્ષેત્રના) પાસે આજે છે? કોઈ મૂલ્યો આ સમાજને આજે દોરે છે? દોરે છે તો તે કયાં છે? દોરે છે કયાં? નિત્શેએ એના જમાનાને પૂછેલો તે પ્રશ્ન આ તબક્કે આપણે પૂછીએ કે આપણાં મૂલ્યોનું મૂલ્ય શું છે? વ્હોટ ઇઝ ધ વેલ્યૂ ઑવ અવર વેલ્યૂઝ? એક વ્યક્તિ તરીકે સૌ પોતાને આ બધા પ્રશ્નો પૂછીને પોતાની પ્રવર્તમાન અવસ્થાનો અંદાજ મેળવી શકે છે. લોકજાગરણ આ બધા પ્રશ્નો પૂછીને લોક-અવસ્થાનું સ્વરૂપ નોંધી શકે

તો એનો પોતાનો જ એક સંગીન પાયો નંખાય. ટૂંકમાં, આપણી પાસે આજે આપણી પોતાની એક કલ્ચરલ સેઈસ્મોલોજી નથી તે ઊભી કરીએ, તો આ પુરુષાર્થનો જ એને મજબૂત સંવિભાગ કહેવાશે.

અહીં એવી સેઈસ્મોલોજીની બેએક વીગતો આપવાનો પ્રયાસ કરું છું: સ્વાતન્ત્ર્ય એ ભારતીય-જીવનમાં એક નવપ્રસ્થાનબિન્દુ છે, પૉઈન્ટ ઑવ ડિપાર્ચર છે એમ ગણીને ચાલીએ, તો છેલ્લા ત્રણ દાયકામાં પરિવર્તનનું એક ચોક્કસ સ્વરૂપ બંધાયું છે. એની બે વીગતો આવી કંઈક ઊપસી છે:

૧. લોકશાહી-નામી તત્ત્વ અને પદ્ધતિની આપણને પહેલી વાર આવા દેશવ્યાપી ફલક પર પતીજ પડી. એનું સ્વરૂપ છેલ્લા ત્રણ દાયકામાં ઉત્તરોત્તર ટોળાંશાહીનું થતું રહ્યું. એને નિષ્પ્રાણ અને ખોખું થતી આપણે બચાવી શક્યા નહિ, છતાં એ એક અંકે કરવા સરખું મૂલ્ય છે એવી આપણી શ્રદ્ધા બંધાઈ છે. પ્રત્યેક ભારતીયને લોકશાહીની તાત્ત્વિક સ્પૃહા અને નિસબત છે.

આ વીગતની સમીક્ષા કરીએ તો જણાશે કે આ શ્રદ્ધાને વ્યાપક અને દૃઢ બનાવે તેવી માવજત નથી વ્યક્તિઓ કરતી કે નથી કરતી સંસ્થાઓ. લોકશાહી પદ્ધતિનો વિધિપૂર્વકનો આચાર કરવાની જેમની પ્રાથમિક જવાબદારી છે તેવા રાજકર્તાઓ ઉત્તરોત્તર આ પદ્ધતિના ભક્ષકો પુરવાર થતા આવ્યા છે. એમણે ચૂંટણી, મત, ખુરશી, ભ્રષ્ટાચાર આદિનું સત્તા અને સ્વાર્થ જેના કેન્દ્રમા હોય તેવું એક ભયાનક વિકૃત રૂપ ઉપજાવી લીધું છે. એ વિષચક્રના વ્યાકરણમાં દરેક વખતે પ્રજા ફસાતી રહે છે. એટલે બીજી તરફથી, લોકશાહીમાંની શ્રદ્ધા ન્યૂન થઈને એને વિશેની શંકાને રૂપે દૃઢ થવા લાગી છે. આટઆટલા રાષ્ટ્રીય વ્યય વચ્ચે લોકશાહી મૂલ્યને પ્રમાણવાનું મુશ્કેલ બને તેવું સંવેદન તીવ્રતા-પૂર્વક ઊપસી રહ્યું છે, આવનારી પેઢીઓમાં એનો સાવ જ વિકાસ થઈ ગયો હશે ..

ભારતીય પ્રજા હજી પરમ્પરાગત તરેહોમાં આબદ્ધ છે, યંત્રવિજ્ઞાન અને તજ્જન્ય સુખોની લાલસા એના ચહેરા પર દેખાય છે, છતાં એની જડો બદલાઈ નથી. આનુ સીધું પરિણામ લોકશાહી પદ્ધતિ અને તદનુરૂપ જીવનશૈલીના અભાવમાં આવ્યું છે. કહેવું ઘટે કે પરમ્પરાગત તરેહો

અને લોકશાહીના આ નૂતન મૂલ્યને ચરિતાર્થ કરનારી નૂતન જીવનશૈલી વચ્ચે હાલ ભારોભારનો વિરોધ અને વિસંવાદિતા પ્રવર્તે છે. લોકશાહીને આવશ્યક એવા રાષ્ટ્રીય ચારિત્ર્યનો જન્મ થયો હોય તેવી પ્રતીતિ બંધાતી નથી.

આને લીધે પ્રજા અને રાજકર્તા વચ્ચે સંઘર્ષની અને સતત મનદુઃખ ચાલુ રહે તેવી ધ્રુજારીઓ, આચકા અને વિષમતાઓની ભૂમિકાઓ જન્મ્યા જ કરી છે. સંઘર્ષની રીત કે લડતનું કોઈ વ્યાકરણ ઊભું થયું નથી. ગાંધીએ જે સત્યાગ્રહનામી શસ્ત્ર આપેલું તેની એક વિકૃત વાચના વડે આજે હક્કલક્ષી અને સ્વઅર્થી આંદોલનો ચાલે છે. એમાં કશી રાષ્ટ્રતરફી પ્રતિબદ્ધતા નથી. અભાવગ્રસ્ત રાષ્ટ્રમાં ઝૂંટાઝૂંટનું એક મંદ ગતિનું યુદ્ધ ચાલે છે. આવશ્યક અભિપ્રાયોના વૈવિધ્યથી પરન્તુ કશા નિશ્ચિત પ્લુરાલિઝમની ભૂમિકાના અભાવમાં આજે પ્રશ્નોનું સ્વરૂપ નથા ઊપસતું—જૂથો અને ટોળાઓ જે અભિપ્રાયને ધારે એ જ સત્ય એવી રસમો બંધાવા લાગી છે. સત્યાગ્રહમાંના 'સત્ય'નો નિર્ણય કરનારું આજે નથી રહ્યું કશું શુદ્ધ નેતૃત્વ કે નથી રહ્યા એની જિકર કરનારા પ્રજાસમૂહો. પ્રજામાંના બૌદ્ધિકો અભિપ્રાય કે લોકમતના ઘડતરને વિશે જાગ્રત છે એમ બેધડક કહેવાય એવું પણ નથી. એમના જાગરણનો પ્રશ્ન પણ એવો જ પ્રસ્તુત છે, તો બૌદ્ધિકોની સાથે નિવસતા શિક્ષિતો પણ આ પરત્વે એટલા જ ચિન્ત્ય છે.

૨. સ્વાતન્ત્ર્યના નવપ્રસ્થાનબિન્દુથી ગણીએ તો લોકશાસનનામી પુરુષાર્થનું એક આશાસ્પદ પરિણામ આવ્યું છે. છેલ્લા ત્રણ દાયકા દરમ્યાન આ દેશની પરમ્પરાપુષ્ટ કાયાપલટ થઈ રહી છે ભરચક ઔદ્યોગીકરણમાં.

એના ફાયદા-ગેરફાયદાની ચર્ચા અત્રે પ્રસ્તુત નથી. મુદ્દો એ છે કે ઔદ્યોગીકરણે નૂતન સંવેદનો અને વિચારો ફેલાવ્યાં છે. ગામડાંઓ સતત તૂટતાં રહ્યાં છે અથવા એમનું અરધુંપરધું શહેરીકરણ થઈ રહ્યું છે. પરમ્પરાગત વ્યવસાયો અને કુટુંબવ્યવસ્થા તૂટી રહ્યાં છે. ઉદ્યોગ અને યન્ત્રવિજ્ઞાને જે કર્યું તે આ.

પણ ઉદ્યોગ અને યન્ત્રવિજ્ઞાન માટે પ્રજાએ જે કરવાનું રહે તે દિશામાં

કશી વ્યાપક સ્વરૂપની શૈલીઓ કે તરેહો જન્મી નથી. આ સંજોગોમાં, શેઠ-નોકરની સમ્બન્ધભૂમિકાનું ઉદ્યોગપતિ-કામદારની સમ્બન્ધભૂમિકામાં રૂપાન્તર અવશ્ય થયું છે. પણ ઉત્પાદન સાથે રાષ્ટ્રહિત કે આ બધું રાષ્ટ્રને માટે છે, મારે માટે જ નથી – પ્રકારના મમત્વનો જન્મ થયો નથી. ભારતીય પરમ્પરામાં હજી પૂરા કદના ઔદ્યોગિક મનુષ્યનો જન્મ થયો નથી, કેમકે ઉદ્યોગ અને યંત્રવિજ્ઞાનને અનુરૂપ એવા શુદ્ધ માનસનો જન્મ થયો નથી. આ સમીક્ષામાં ઉમેરીએ કે ઔદ્યોગીકરણે નર્યા કામદાર માનસને જન્માવ્યું છે. આપણું પબ્લિક સેક્ટર આ કારણે માંદું છે – એમાં રાષ્ટ્રીય નુકસાન પારાવારનું છે. એણે/નોકરશાહી અને અમલદારશાહીને ઉછેર્યાં છે. એમાં કરચોરી જેવા જ કામચોરીના જીવલેણ રોગે ઘર કર્યું છે. પરિણામે, ઘર પછીનાં આંગણું, શેરી, રસ્તો, શહેર, જાહેર મિલકત, પ્રદેશ, રાજ્ય કે દેશની મમતા, અસ્મિતા કે એને માટે જાનફેસાનીના દાવ ખેલી લેવાની તમન્ના જેવું જોમ આ પ્રજામાંથી દિવસે દિવસે નષ્ટ થતું જાય છે. સ્વાતન્ત્ર્ય પૂર્વેની રાષ્ટ્રભાવનાની કોઈ આધુનિક વાચના આજે જોવા મળતી નથી. આ દુર્ભાગ્ય પણ ખાસ્સું ચિંત્ય છે.

આ સેઈસ્મોલોજીને હજી વધુ સ્વરૂપબદ્ધ કરી શકાય.

આશા છે કે લોકજાગરણના શ્રદ્ધાળુઓએ અને એના ચિન્તકોએ આનો આવશ્યક વિમર્શ કર્યો હશે.

૧૦–૮–૮૧
૧૯–૪–૮૧

# ૧૩

# વિભુ-હાસ કલ્ચર ઉર્ફે ડેમોક્રેટિક રિડિક્યૂલ

નાનપણમાં 'ધી પેટ્રિઅટ' નામની એક કવિતા ભણવામાં આવેલી. દેશભક્ત નેતાને લોકો એક વાર મઘમઘતાં ફૂલોના હારતોરાથી વધાવે છે, તો બીજી વાર ખાસડાંના હારથી નમાવે છે. બિચારા દેશભક્તની ટોળાંના માનસને ક્યાંથી પતીજ પડે? પ્રજાનું કંઈ ઠેકાણું નહીં. અથવા? અથવા એનું કાળજું હમેશાં ઠેકાણે હોય છે–કોને ક્યાં લગી પોતાનું નેતૃત્વ કરવા રાખવો તેની એને બરાબરની કોઠાસૂઝ હોય છે... વર્ષો પર, ઍબ્સર્ડના વિખ્યાત નાટ્યકાર આયોનેસ્કોની 'ધી લીડર' નામની લઘુ નાટિકાનો અનુવાદ કરવાનું બનેલું. નગરમાં પ્રજાના લાડીલા નેતા આવવાના હોય છે. નગરના રાજમાર્ગ પર એમની વધામણી-પધરામણી માટે ફૂલગુચ્છા લઈને લોકડિયાં આતુર, ઉત્કંઠ ઊભાં છે. નેતાનાં સ્વાગત-પૂજન માટે આ–થી–પેલી શેરીમાં ટોળાંઓ ધસમસે છે. વહાલા નેતાને કાજે લોક અધીર બનીને ઊમટ્યું છે. છેલ્લે નેતા આવે તો છે. પણ? પણ એ ભલાને માથું જ નથી! પ્રજા જુએ છે કે સૂટ-ઓવરકોટ-હૅટમાં સજ્જ એ મહત્ હસ્તીને મસ્તક જ નથી. રમતિયાળ શૈલીમાં આયોનેસ્કોએ ભારે વ્યંગનું રસપ્રદ દૃશ્ય રચ્યું છે... મહા કવિ શેક્સપિયરે પોતાની અતિ મૌલિક કૉમેડી 'ધી ટેમ્પેસ્ટ'માં નાયક પ્રૉસ્પેરોની સાથે/સામે કૅલિબાનનું પાત્ર મૂક્યું છે. કૅલિબાનને સ્તેફાનો અને ત્રિન્ક્યૂલો જેવા અધમ કોટિના જીવો પોતાના સૂપીરિઅર લાગે છે, કેમકે પ્રૉસ્પેરોની મહાનતા એની પહોંચ બહારની વસ છે. એટલે, પોતાને માથે પ્રૉસ્પેરોને બદલે ગમે તે કોઈ બીજું આવે તેનો

એને અફસોસ નથી, કહો કે આનન્દ છે. હકીકતે કેલિબાનને હમેશાં એકાદ પ્રોસ્પેરોની જરૂરત છે. આ બર્બર, ખૂંધો ગુલામ પશુવત્, કરુણ પ્રજાસમૂહોનો પ્રતિનિધિ છે આપણામાં ઘર કરી ગયેલા કેલિબાનિઝમનું એ જીવન્ત પ્રતીક છે. 'ધી ટેમ્પેસ્ટ'નાં પ્રમુખ પાત્રો પોતાના ક્રમપ્રાપ્ત મોભાથી ધીમે ધીમે નિર્ભ્રાન્ત થાય છે અને મહાકવિના એવા જ અવસાદનો સૂર પ્રગટાવે છે. પોતાની આ છેલ્લી કૃતિથી શેક્સપિયરે રંગભૂમિને વિદાય આપી હતી અને રચના રાજદરબારમાં એકથી વધુ વાર ભજવી શકાયેલી એ ઘટના ખૂબ સૂચક છે...

આપણી પાસે આટલા મોટા દેશમાં હવે દેશભક્તો નથી. હતા એટલા સ્વાતન્ત્ર્ય-સંગ્રામમાં ખૂટી ગયા. કહેવાતા દેશભક્ત નેતાઓ ગલીએ ગલીએ છે. એમને માથાં છે? કદાચ નથી. અથવા છે. દિલ્હીસ્થિત સર્વોચ્ચને મસ્તિષ્ક છે, અવશ્ય છે. એ વડે દેશ આખાના નેતાઓનું નેતૃત્વ થઈ શકે છે. એમના મોટા માથામાં બધાનાં આવી ગયાં. હવે દેશભક્તિ નેતૃભક્તિ છે. દેવાધિદેવ અને તેમના તેત્રીસ કરોડ અનુષંગી દેવતાઓની પ્રાચીન પ્રથા હવે અર્વાચીન સ્વરૂપે ખીલી છે. ગાંધી વગેરે વિભૂતિઓનો યુગ આથમી ગયો છે, વિભુ કે પ્રભુના એકચક્રી શાસનની રીત લોકશાહીને નામે વકરી રહી છે.

તમે ચાવીરૂપ નેતાને ભજો — કોઈ પણ ક્ષેત્રમાં — એટલે દેશને જ ભજ્યો કહેવાય. એમની મતિ સર્વવ્યાપી છે. એમની સમ્મતિની આસપાસ રાષ્ટ્રીય સમ્મતિ ગોઠવાય છે. ચૂંટનારી પ્રજા જોડે ભલે વિચ્છેદ થાઓ, એમની આંખ લગીરેય રાતી થાય તો ચિન્તાજનક છે. પ્રજા રોષે ભભૂકે તો ભલે, એમનો હોઠ જરા જેટલો પણ મરડાવો ન જોઈએ. એમના હુકમે રાજપાટ આપી દઈએ, એમના આદેશે કહે એટલા ખસી જઈએ. આ નેતૃ-માનસનું લક્ષ્ય સર્વથા સત્તાકેન્દ્ર છે. કોઈ પણ ઉપાયે એ દૃઢ થવું જોઈએ, બધી જમાવટો સર્વોચ્ચની દિશામાં થાય એવી ગતિવિધિઓને જ માન્ય રખાય.

કેલિબાનના ગોત્રના આ બધા નેતાઓને પ્રજા શું કરે? આ વિભુ-દાસ કલ્ચરને ઉછેરવામાં મતદાતા પ્રજાનો ફાળો નાનોસૂનો નથી. એટલે એ બાપડી એમને વહાલા ન કરે તો શું કરે? ખાસડાંના હાર કવિતામાં

શોભે, ને જીવનમાંએ છાશવારે તો કદી નહીં. નેતાને નમાવવાનું હવે તો ઘણું-ઘણું જ ઘણું-મોઘું પડે છે. પેલી દાસતા લાચારીરૂપે છેક પ્રજા સુધી પ્રસરી છે. નેતા બદલાય, પક્ષ બદલાય, શાસન કે પી એમ-સી એમ બદલાય ત્યારે નથી લાગતું કે આપણે કેલિબાન છીએ? પ્રજાને ગમે તે પરવડવા લાગે, કોઠે પડી જાય એમાં લોકશાહીનો તીવ્ર ઉપહાસ છે. કેલિબાનિઝમ જીવનના કોઈપણ ક્ષેત્રે ચિન્તાજનક છે, લોકશાહીની તો એ વડે જડો જ ઊખડવા માંડે છે. અંગ્રેજના પરશાસનમાં ગુલામ હતા તેથી વધારે ખતરનાકપણે સ્વશાસનમાં ગુલામ છીએ. સ્વતન્ત્ર હોતે છતે સ્વતન્ત્ર નથી. મત આપવાને મુક્ત છીએ, પણ આપણા જ મતનું કશું જોર નથી અનુભવતા. વાણી વિશે સ્વાતન્ત્ર્ય ભોગવીએ છીએ, પણ એનો કશો પ્રભાવ નથી અનુભવતા. લોકશાહીની તોતિંગ સિસ્ટીમમાં આપણું સ્થાન કામચલાઉ છે.

આપણી બૂમો, આપણાં આંદોલન, વિદ્રોહ કે તોફાન પાછળનું માનસ બહુશઃ માંદલું હોય છે. એનું એક કારણ આપણી એ 'ફન્કશનાલિટી' પણ છે. જ્યાં વ્યક્તિઓનો ઉપ-યોગ થતો હોય, જ્યાં એમને હાથવગાં સાધનોની જેમ વાપરવામાં આવે, ત્યાં જયવારો હમેશાં દૂરનો દૂર રહે છે-એવી શાસનપદ્ધતિને, ખબર ન પડે એ રીતનો લૂણો લાગવા માંડે છે. લોકશાહી તમારી હોય, તમારા માટે હોય અને તમારા વડે હોય છતાં તમારી ન હોય, તમારા માટે ન હોય! એ બાત વિરોધાભાસી છે-કહો કે વિડમ્બનાપૂર્ણ છે. લિન્કન વિભૂતિ હતા અને તેથી, એમને આ 'ડેમોક્રેટિક રિડિક્યૂલ'નો અણસાર, કદાચ નહોતો આવ્યો.

પરિણામે વિકાસશીલ દેશોમાં લોકશાહી એક 'સુપર ક્લાસ' માટેની વસ્તુ બની જાય છે. એવા વર્ગમાં મુખ્યત્વે શાસકો, વરિષ્ટ અધિકારીઓ, ધનપતિઓ, ઉદ્યોગપતિઓ અને હવે તો કેટલાક વિદ્યાપતિઓનુંય ગઠબંધન રચાય છે. એમના સહિયારા ઍન્ટરપ્રાઈઝને તમે 'રાજકારણ' કહી શકો. એમાં શાસનપલટા કે સરકારપરિવર્તનો આંતરિક રમતનો ભાગ હોય, લોકૈષણાનું પરિણામ ન યે હોય.

આ વર્ગનું કહેવું એમ છે કે સેવા કરવા માટે સત્તા, અને સત્તા માટે જૂથબદ્ધ, શિસ્તબદ્ધ કે પાર્ટીબદ્ધ થવું અનિવાર્ય છે. સત્તાપ્રદાન, લોકશાહી જાણે સંગઠિત વર્ગોને જ કરતી ન હોય! તમે ધારાસભ્ય,

સંસદસભ્ય કે પ્રધાન થઈને જ દેશસેવા કરી શકો. આઝાદી પછી દેશભક્તિનો જાણે એ જ એક માર્ગ બચ્યો છે! પ્રત્યેક પંચાયત-સભ્યનું સ્વપ્ન છેલ્લે તો પ્રધાન બની રહેવાનું હોય છે. 'પાવર ટુ વિલ'ને સ્થાને લોકશાહીનો આપણે ત્યાં અવળો જ પાયો નંખાયો છે—'વિલ ટુ પાવર.' વ્યક્તિની ઇચ્છા કે લોકેષણાની બુનિયાદ વિનાના લોકશાસનને ગમે તે ઘડીએ ગ્રુજાવી શકાય છે. આતંકવાદી હૂડલમ્સ એ જ કરી રહ્યા છે—રેગન જેવો વર્લ્ડ-ડેમોક્રેટ પણ હવે જરી ફફડે છે.

આશા રાખીએ કે ગુજરાતની નવી ચૌધરી-સરકાર લોકેષણાનું પરિણામ છે. મહિનાઓથી ચાલતા આંદોલન પર એનો નજરે જોઈ શકાય તેવો પ્રભાવ પડે એ અપેક્ષા પહેલી અને વહેલી સંતોષાવી ઘટે. ત્રાજવેકાટલે ઊજળા ગુજરાતને ઝડપથી છરી-ચપ્પાં ને જીવલેણ દારૂખાનાથી બચાવી લેવાની ઘડી પાકી ગઈ છે. એ દેશી આતંકવાદને નષ્ટ કરી દેવાશે, તો ગાંધીનું ગુજરાત હજી તો ઘણું લાંબું ટકવાનું છે. દેશના પ્રથમ આદિવાસી મુખ્યમન્ત્રીને હાથે અનામત-પ્રશ્નનો નિકાલ થશે, તો એને મૂલ્યવાન ઐતિહાસિક ઘટના કહેવાશે.

૭-૭-૮૫
૨૩-૭-૮૫

# ૧૪

# છોકરાઓને ટિકિટ કેમ નહોતી લેવી ?

'છવ્વીસમી ફેબ્રુઆરીએ ભારત બંધ રહેવાનું હતું, પણ મારે અગત્યનું કામ હતું. કોઈપણ હિસાબે બપોર પહેલાં સૂરત પહોંચી જવાનું હતું. ત્યાંની યુનિવર્સિટીના 'સેન્ટર ફોર સોશ્યલ સ્ટડીઝ'ના ઉપક્રમે એક પરિસંવાદ રખાયો હતો. વિષય હતો 'સાહિત્ય અને બદલાતી સામાજિક ચેતના.' મારી પાસે ગુજરાત-ઍકસપ્રેસની કન્ફર્મ્ડ ટિકિટ હતી, પણ તે દિવસે તો સ્ટેશને પહોચવાનો જ પ્રશ્ન હતો. યુનિવર્સિટી-કૅમ્પસમાં મળસ્કે રિક્ષા તો ન જ મળે, વહેલી સવારે પણ મુશ્કેલ કહેવાય. એ સાત-દસની ટ્રેન પકડવા હું મળસ્કે ચાર વાગે ઊઠેલો ને પાંચ વાગ્યાનો બહાર પડેલો.

બંધનું એલાન હોય એટલે અમદાવાદમાં કશી જ ગૅરન્ટી નહીં. અનામત આન્દોલનની જ બીકાળવી હવા લહેરાવા લાગે. કલ્પનામાં ક્યાંક છુરાબાજી દેખાય, ક્યાંક દુકાનો લૂંટાતી જણાય, તો ક્યાંક જુવાનોનું ટોળું, બસ બાળવાની જાણીતી રમતમાં કૂદાકૂદ કરતું ભળાય. સદ્ભાગ્યે જવલ્લે જ કશું બન્યું. સ્કૂટર, બસ અને થોડું પગપાળા ચાલીને હું માંડ સ્ટેશને પહોચ્યો. બધું બરાબર હતું : કૂલીઓ, આમતેમ ગોઠવાવા ધીમી ચાલે સરકતી ટ્રેનો, સ્ટવથી ધમધમતા સ્ટૉલો પર ચા-કૉફીના એ જ પ્યાલાઓ વડે ઊંઘ ઉડાડતા મુસાફરો, પોતાની ટ્રેન કે પોતાની જગા માટે સામાનના ભારને ગૌણ ગણી દોડતા-ઘસાતા લોકો, બારી પાસેના કાચની પેલી તરફનો માગણનો એ જ દયામણો ચહેરો, તમારા પગ પાસે બેસી પડીને બૂટપૉલિશ માટે વહેલી સવારથી જ કાલાવાલા કરતાં છોકરાઓ – બધું બરાબર હતું. અહીં જીવન એની ચાલુ ગંદી

બીભત્સ હાલમાં જ હતું, બંધ નહોતું. બંધ લોકડિયાંને નથી પોસાતો. બે ફદિયાં રળી શકે તો જ બે કોળિયા ખાઈ શકે એવો જનતા-કલાસ ભારતનો મોટામાં મોટો કલાસ છે. એને બંધ કે હળતાળ નથી પરવડતાં. એવી ચેષ્ટાની પહેલી અને સીધી અસર એના ખિસ્સા પર થાય છે. આગલી રાતે ટીવીના શમ્મી નારંગે ધમકી જેવી સલાહ ઉચ્ચારેલી કે લોકોએ બંધમાં ન જોડાવું— 'ઈસસે ચીજવસ્તુઓં કે દામ ભી બઢેંગે.' ને બધા ભાવ બે દિવસમાં વધ્યા જ!

'બંધ પાળવાનો નિર્ણય કરે છે કોણ', એવું સામાન્ય નાગરિક હમેશાં પૂછે છે. 'વિરોધ પક્ષો', એવો એક ચાલુ જવાબ આપી દેવાય છે. બંધ સફળ થાય કે નિષ્ફળ જાય ફર્ક શો પડે છે? આ સવાલ વધારે મહત્ત્વનો છે. એવું કશું પૂછવાની કે એનો કશો જવાબ આપવાની જવાબદારી ભાગ્યે જ કોઈએ સ્વીકારી છે. કોઈપણ આન્દોલનની નેતાગીરી કોણ લે છે અને એને એ કોણે સોંપી હોય છે? પ્રજાહિતને નામે કરાતાં આવાં છમકલાં પાછળનું લૉજિક બહુ જ તકલાદી છે. એનો પ્રજા સાથે કશો અનુબન્ધ નથી. લોકસમ્મતિ મળેલી છે એમ ગણીને ચાલતા આ કહેવાતા નેતાઓ ઘણીવાર તો ચૂંટણીમાં હારેલા હૈયાફૂટયાઓ જ હોય છે. પોતાની ઇમેઝ સુધારવાની આવી ફુસ તકો શોધતા રહેતા વિરોધ પક્ષો હકીકતે વધારે અકારા થઈ પડે છે. વાંઝિયાના એક વધુ વારનાં ઝાવાંથી વિશેષ પ્રકારનું કૌવત એમાં નથી પ્રગટતું. લોકો આ બધું સમજે એટલા પુખ્ત તો છે જ. છતાં, બંધ પાછળનું એકંદર માનસ લાચારીનું છે, સંગીન પ્રતિકારનું નહીં. મોટે ભાગે એમાં પલાયન પણ પ્રવર્તે છે. બંધને નોકરિયાતો રજાના આનન્દ તરીકે ઘટાવે છે ને અંદરથી ખુશખુશ થઈ વધાવે છે. વેપારીઓ બંધમાં દિલચોરીથી જોડાય છે. અધ્યાપકોને તો આમાં બહુ મોટો ફરક નથી પડતો, કેમકે એમનું તો રોજના બંધ જેવું જ કયાં નથી? કેટલાક વિદ્યાર્થીઓને આમાં નેતૃત્વ ઘડવાની તકો દેખાય છે. ઉદ્યોગપતિઓ 'રાષ્ટ્રીય સમ્પત્તિનો દુર્વ્યય' કે કંઈક એવું બબડીને બંધને વખોડે છે, પણ ખોટને કાળજીપૂર્વક ખતવી રાખે છે. ભારતીય પ્રજાની પ્રતિકારશક્તિ હકીકતે ખતમ થઈ ચૂકી છે. વિરોધનું ધરખમ રાજકારણ આજે ભારતમાં છે જ નહીં— રાજકીય નેતાગીરીને એમાં ધરાર નિષ્ફળતા મળી છે. એ સંજોગોમાં

બંધ પળાવવો કે પાળવો એ કરુણતામાં વધારો કરાવનારી મૂર્ખતાથી વિશેષ કંઈ નથી.

આવાતેવા વિચારોથી ઘેરાયેલો હું સૂરત જઈ પરિસંવાદમાં કયા ઉત્સાહે સાહિત્ય અને સામાજિક ચેતના વિશે બોલવાનો હતો ? સામાજિક ચેતનાનું એક ચોક્કસ સ્વરૂપ સ્વાતન્ત્ર્ય-સંગ્રામના ગાળામાં બંધાયું હતું. પણ આઝાદી પછીનો સ્વાતન્ત્ર્યોત્તર સમાજ નિશ્ચિહ્ન અને કશી લાક્ષણિક ચેતનાના ઉભાર વિનાનો લગભગ નિરાકાર રહ્યો છે. ગરીબી નષ્ટ કરવી, સ્વાવલમ્બી થવું ને યન્ત્રવિજ્ઞાનીય પ્રગતિ હાંસલ કરવી એવો આપણો મનસૂબો જરૂર રહ્યો છે. શાસકો એ માટે મથી પણ રહ્યા છે. છતાં, એને દઢાવે-બઢાવે એવો કશો સમાજવ્યાપી ભાવ જ નથી ઊમટ્યો. કશા ઈથોસ વિનાનો વર્તમાન આમ તો ભયાવહ લેખાય, એથી કશી ન સમજાય તેવી અંધાધૂંધીને નોંતરી બેસવાનું બને. પણ સદ્‌ભાગ્યે એટલું બધું નથી બગડી ગયું, રાષ્ટ્રનું કાળજું હજી ઠેકાણે છે. આધુનિક સમાજનો જન્મ દેશમાં અઢારમી સદીના અન્તથી થઈ ચૂક્યો છે, પણ આધુનિક સંસ્કૃતિની કશી હજી ભૂમિકા પણ બંધાઈ નથી. વીસમી સદીનું આ છેલ્લું ચરણ સંમિશ્ર રહ્યું છે. ગુલામી અને આઝાદીની જેટલી તીવ્ર પ્રતીતિ મળી હતી તેટલી શુદ્ધ લોકશાસનની મળતી નથી. આ તબક્કે સમાજ કે તેના સાહિત્યકારની સુ-લક્ષણ વ્યાખ્યાઓ અશક્યવત છે, તેમની વચ્ચેનો સમ્બન્ધ ધૂંધળો રહ્યો છે.

સેન્ટરના સિનિયર ફેલો પ્રો. સુધીરચન્દ્ર એક તેજસ્વી બૌદ્ધિક છે. દેશવિદેશમાં ફરતા રહે છે. સમાજશાસ્ત્ર ઇતિહાસ રાજકારણ ઉપરાન્ત સાહિત્યના પણ એ અચ્છા વિદ્વાન છે. પરિસંવાદનું આયોજન એમનું હતું. એમણે ઓગણીસમી સદીથી શરૂ થયેલા અર્વાચીન ગુજરાતી અને મરાઠી સાહિત્યમાં પ્રગટેલી સામાજિક ચેતનાને કેન્દ્રમાં રાખીને, બંને ભાષાના સાહિત્યકારોને તેમજ સમાજશાસ્ત્રીઓને નિમન્ત્ર્યા હતા. આ તરફની લિમિટ એમણે ચાળીસી લગીની એટલે કે સ્વાતન્ત્ર્ય મળ્યા સુધીની રાખેલી. સમાજ અને સાહિત્યની સમ્બન્ધભૂમિકા સંદર્ભે પૂરા ત્રણ દિવસ લગી ભરપૂર ચર્ચાઓ થઈ. પૂનાથી ઇતિહાસના પ્રોફેસર અરવિન્દ દેશપાંડે આવેલા. એમણે મરાઠી વિદ્વત્તાનું તેમજ સાહિત્યિકતાનું પ્રતિ-

નિધિત્વ કર્યું, કેમકે એમના સિવાયનું કોઈ આવી શકેલું નહીં, મરાઠી સાહિત્યકાર એક પણ નહીં. મુંબઈથી પ્રો. અક્ષયકુમાર દેસાઈ આવેલા, દિલ્હીથી સુરેશ શર્મા. અમદાવાદથી પ્રો. મકરન્દ મહેતા અને પ્રો. આર. એલ. રાવલ. ગુજરાતી સાહિત્યકારોમાં હતા ડૉ. હરિવલ્લભ ભાયાણી, ભોળાભાઈ પટેલ, દિગીશ મહેતા, નીતિન મહેતા. શિરીષ પંચાલ અને હર્ષદ દેસાઈ આવી શક્યા નહોતા. પરન્તુ ચિત્રકાર-કવિ ગુલામ શેખ અને મુંબઈથી પ્રબોધ પરીખે આવીને પરિસંવાદની જીવંતતાને એકદમ વધારી મૂકેલી. અહીં સમયનું બન્ધન નહોતું. 'તમારું વક્તવ્ય વીસ મિનિટમાં પૂરું કરજો', એવું કાનમાં કહેનારું કોઈ નહોતું. ચર્ચાઓ ઊંચા સ્તરની હતી અને ધરાઈ રહેવાય ત્યાંલગી બોલવાની સૌને છૂટ હતી. શરમાશરમી નહોતી, એક અનૌપચારિક સજીવ વાતાવરણ વચ્ચે ખાસ પ્રકારની બૌદ્ધિક પરિશોધ માટેની તીવ્ર મથામણ જરૂર હતી.

ગુજરાતી સાહિત્યકારોને પોતાના કહેવાતા કાર્યક્રમો ને જલસા જેવા પરિસંવાદોની બેબુનિયાદ રસમોનો અહીં આડકતરો પણ સારો એવો ખયાલ આવ્યો હતો. પોતે કેટલા જર્જર થઈ ગયા છે તેની પતીજ પડી હતી. લોકપ્રિયતા, સમાજ, સંસ્કૃતિ વગેરે વગેરે શબ્દો ખખડાવ્યા કરીને પોતે કેવા તો દામણાવામણા બની ગયા છે તેનો અંદાજ આવ્યો હતો. ખરે જ, શુદ્ધ કવિતા, આધુનિકતા વગેરેના નાસમજ કલાવાદમાં આપણે ઘણું ચૂકી ગયા છીએ. સમાજ અને સંસ્કૃતિની સૂગો કેળવવાથી સાર્થક સાહિત્ય નથી રચાતું. એ જ પ્રમાણે, લોકો લોકો રટવાથી પણ લોકપ્રિય સાહિત્ય નથી રચાતું. આપણે આપણા સાહિત્યકારને કાં તો કલાના પાંજરે પૂરી દીધો છે, અથવા તો સમારમ્ભોના માંડવે માંડવે રખડતો કરી મૂક્યો છે. સંસ્થાઓએ એના આ અધઃપતનને વધારે ને વધારે વણસાડ્યા કર્યું છે. નરદમ સાહિત્ય પદાર્થના અભાવમાં, ગુજરાત સિવાય ક્યાંય આટલો બધો સાહિત્યનામી હોબાળો ચાલતો નથી. સાહિત્ય વિનાના સાહિત્યકારો, વિદ્વત્તા વિનાના વિદ્વાનો ને બેયને આખો દા'ડો અગલબગલમાં ફેરવતી સાહિત્યસંસ્થાઓ ધરતીના આ ખૂણે કદાચ સૌથી વધુ હોવી જોઈએ.

ગુજરાતી સાહિત્યનું સમાજશાસ્ત્ર — સોશ્યોલૉજી ઑવ ગુજરાતી લિટરેચર — ઉક્ત પરિસંવાદના વિષય જેવો જ આજનો પ્રસ્તુત વિષય છે.

એની જેટલી નુકતેચીની કરીએ એટલી ઓછી છે. અઠ્ઠાવીસમીની રાત્રે હું ગાંધીધામ એક્સપ્રેસથી પાછો ફર્યો હતો. અમદાવાદ સ્ટેશને ટાઢ સૂસવતી હતી. રાત્રે એક વાગે ટાઢ ખાતાં ખાતાં રિક્ષામાં ઘેર પહોંચવું ને બેવડું ભાડું ચૂકવવું વગેરે મેં ટાળ્યું અને એક વાગ્યાની નાઈટ-બસમાં ચડયો. પાલડીના બસસ્ટેન્ડ પરથી અમદાવાદની એક જાણીતી કોલેજના છોકરાઓનું ધાડું ધમાધમ કરતું ચડયું, આખી બસ ગાજી ઊઠી, ગિરદી થઈ ગઈ. એ બધા ટાગોર હોલમાંથી ટેલેન્ટ ઇવનિંગની મોજમસ્તી માણીને નીકળેલા, ખાસ્સા છકેલા હતા. એમણે કન્ડકટરને વગર ટિકિટે યુનિવર્સિટી લઈ જવા કહ્યું. બિચારો કન્ડકટર આટલા બધાને એમ તો શી રીતે લઈ જાય ? અને શા માટે ? એણે બસ સીધી નવરંગપુરા પોલીસ-સ્ટેશને લીધી. વળાંકે કેટલાક સાહસિકો ચાલુ બસે ઊતરી નાસી છૂટયા. રહી ગયા હતા તેને પોલીસ બહાર ખેંચીને કશું પણ પૂછયા વિના ઝૂડવા લાગી. મારે હું કોલેજિયન નથી એમ પુરવાર કરવાનું આવ્યું, અધ્યાપક છું એમ કહેવું મને ગમ્યું નહીં. ગમે એમ, એમના મનમાં મારો ચહેરો નિર્દોષ વસ્યો તે મને જવા કહ્યું. નસીબમાં લખાયેલી રિક્ષાને સ્ટેશને તરછોડેલી તે નવરંગપુરા પર કરગરીને આવકારી. એ રસ્તે હું ત્યારે પ્રવર્તમાન સામાજિક ચેતના વિશે નહીં, પણ છોકરાઓને ટિકિટ કેમ નહોતી લેવી એ વિશે વિચારતો હતો. મને એનું એકેય કારણ હજી જડયું નથી. ઘણીવાર, કશા જ કારણ વગર આ શહેર અમસ્તું જ તોફાને નથી ચડી જતું ?

૪-૩-૮૬

૨૩-૩-૮૬

# ૧૫

# મીડિઆ વિરોધ કરે કે અંધારામાંથીયે કાળી બિલાડી ખોળે?

ઇન્દિરાજીએ કટોકટી જાહેર કરીને ગયા દાયકામાં આપણને સાવ જ ભયભીત કરી મૂકેલા. બધા નેતાઓને સળિયા પાછળ ધકેલી દીધેલા, પ્રેસને મોંએ સેન્સરશિપનો ડૂચો મારી દીધેલો. મોરારજીએ આવીને કહ્યું: ડરો નહીં, નિર્ભય બનો. એ દિવસોમાં બાવાની અહાલેકની જેમ એમનો એ મન્ત્ર વારે વારે પડઘાયા કરતો. ગાંધીજીના સ્વાતન્ત્ર્ય-સંગ્રામનો મૂળ પાયો એ હતો કે પરશાસનથી જરીયે ડરવાનું હોય નહીં, એની સામે તો બાખડી લેવાનું હોય. એ પ્રશસ્ત નિર્ભીકતાને જવાહરલાલે દુનિયાભરના પ્રશ્નો લગી પ્રસરાવી હતી. નિઃશસ્ત્રીકરણ, બિન-જોડાણવાદ, પંચશીલ કે વિશ્વશાન્તિ અંગેનો એમનો ચાલુ ખરીતો એટલે જ કદી ખૂટતો નહીં. નિર્ભય, પંડિતજીના અક્ષયપાત્રની મૂળ ધાતુ હતી.

પણ સ્વશાસન તો નીડર પ્રજાનું જ લક્ષણ નથી? એ સ્તો એનું જી-વ-ન છે. લોકશાહીનો પરમ અર્થ નિર્ભયતા છે: એની સંસદ, એનું ન્યાયતન્ત્ર અને એનો કારોબાર સંવાદી ગતમાં બરાબર ચાલતાં હોય, તો મુક્ત પ્રજા સ્વ-તન્ત્રને અવશ્ય માણી શકે છે. પ્રગતિશીલ પ્રજાઓએ એવી ભૂમિકાએ અદ્‌ભુત પ્રગતિ કરી હોય છે. કારોબારનો આપણો સૂર બગડી ગયેલો છે, ભ્રષ્ટ થઈ ગયો છે. છતાં ૩૮ વર્ષમાં ભારતે વિકાસ તો કર્યો જ છે. પરસ્પરાગત જડોથી આપણે સારું એવું ખસ્યા છીએ. પણ રાજીવજીએ પેલાં પત્રકાર બહેનને કટોકટી અંગેનો જવાબ આપીને, ગયા દાયકાના એ દુખી દિવસોની યાદ તાજી કરાવી દીધી. એમના લગીર જ અટકચાળા જવાબે લોકોને તો ઠીક, શાણા લોકનેતાઓને ચકવે

ચડાવી દીધા. એમની એ પ્રેસ કૉન્ફરન્સમાંની એ જ વાનગી આક્રમણ-ભોગ્ય કરી. ભૂખ્યાં પક્ષીની જેમ વિરોધપક્ષો અને પ્રેસ એ પર તૂટી પડ્યાં. એમાં પ્રો-કૉન્ગી કે ઍન્ટી-કૉન્ગી બંને વર્ગના છાપાં ચીખી ઊઠ્યાં હતાં. જાહેરજીવનની આ ઘટના પૂરી નુકતેચીની માગે છે.

ટીવીના 'ફુર્સતમેં' કાર્યક્રમનો ખાડો પાડીને, રવિવારની રજાના નિરાંતના વખતે, ભરચક પ્રેસ સામે વડાપ્રધાન બોલે અને કટોકટી અંગે બોલે – એને અછડતું અને અમસ્તું તો કેમ ગણાય ? નેતાઓ અને ચિન્તકો-વિચારકોનું કર્તવ્ય છે કે પોતાનો ઉગ્ર પ્રતિભાવ આપે, બને એટલો ઝડપી આપે. એ થયું જ. વા વાયો અને નળિયું ખસ્યું જ. વડાપ્રધાનથી કટોકટીની ગર્ભિત પણ ધમકી તો ન જ અપાય ને ? ફ્રિરાવન મિજાજના વાજપેયી, આપદ્ધર્મી ચરણસિંહ અને સ્વ-સ્થ દંડવતે ધાર્મિક ઝનૂનથી બોલ્યા.

પ્રશ્ન એ છે કે એમની એ 'ફ્ર્વર' 'રીડન્ડન્ડ' નહોતી ? બહુ ઓછાં છાપાંએ વડાપ્રધાનના એ જવાબનો મૂળ પાઠ આપ્યો છે. મોટા ભાગનાંએ વિરોધી પ્રતિભાવને અક્ષરશઃ છાપ્યો છે. અને વિરોધી નેતાઓનાં વિધાનોની સમીક્ષા તો ભાગ્યે જ કોઈએ કરી છે. વાવંટોળના ફોટા છાપનારાં ગુજરાતી છાપાં આવો વિચારવંટોળ જગવવામાં 'ખાસ કસ' નથી જોતાં. 'સમકાલીન'ને એમાં અપવાદ ગણવું પડે, કેમકે ગ્રાહકસંખ્યાથી નિરપેક્ષ રહીને એણે 'એલીટિસ્ટ લેવલ'નું પ્રશસ્ય સાહસ આદર્યું છે. ૧૦ જુલાઈના અંકમાં એના તન્ત્રી, અલબત્ત ન-નામે, લખે છે: '(ઉક્ત નેતાઓએ) ઢોલ ઉપર થપાટો મારીને વધુમાં વધુ ઘોંઘાટ કરવાનું શરૂ કરી દીધું છે. ગેલમાં આવી ગયા છે એ સૌ. ધે હેડ નેવર હેડ ઈટ સો ગુડ. તેમને ગોળની ભેલીઓ ભરેલું ગાડું મળી ગયું છે.' પછી ઉમેરે છે, કે એઓ 'ઈમરજન્સી ઈનવેન્ટ કરશે.'

પત્રકાર બહેન પરત્વે રાજીવ ગાંધી આપજવાબી જરૂર હતા, એમનું નિવેદન આપઝલું જરૂર હતું – પણ ઉભડક કે આધુંપલીત તો હતું જ નહીં. દાધારંગ્યા વિરોધીઓએ એને કશા પલીતની જેમ પડકાર્યું. હકીકતે એમાં સાદા પ્રશ્નનો સાદો જવાબ હતો: અમે જરૂર પડ્યે કટોકટી જાહેર કરશું.. આવો સાર પણ એમની સ્વસ્થ મુદ્રા સંભારીને જ આપવો પડે. ટીવી પર એમને બોલતા જોનાર સૌએ જાણ્યું હશે કે

એમાં કશી ધમકીનો રાજકારણી કાકુ (પોલિટિકલ ટોન) નહોતો. 'સમકાલીન'ના તન્ત્રી કહે છે તેમ, આ વિધાન રાજીવ ગાંધીએ ''એકદમ કેઝ્યુઅલ રીતે, અછડતી રીતે, અસાવધ પળે અને છેક જ કર્સરિલી' કર્યું હતું.

વિચારવિમર્શ, પ્રશ્નચર્ચાઓ, વિવાદો અને ઊહાપોહ વડે જ લોકમતને સંકોરી શકાય છે. શાસનને સંકોરવાનું–સુધારવાનું પણ એ જ એક પવિત્ર સાધન છે. વિચાર અને વાણીના સ્વાતન્ત્ર્યની વધુમાં વધુ એક્સરસાઈઝ લોકશાહીમાં પ્રેસે અને વિરોધપક્ષોએ કરવાની છે. પણ આપણે ત્યાં એની એક્સરસાઈઝ ચૂંટણીમાં હાર્યા પછીની પ્રેક્ટિસ બની જાય છે. નહિતર એ જ એક કારણે પ્રજાને આપણે સંગીન, પૂરક વિચારભાથું આપી શકીએ. વિરોધની પુખ્તતાએ કરીને શાસકોને ભય પમાડી શકીએ. વિરોધ એના સ્થૂળ સ્તરે હમેશાં ઠાલો નીવડે છે, ફન્કશનલ બની શકતો નથી.

કટોકટીનું મારણ-વારણ તો બિલ્ટ-ઈન હોય છે, એનું સરવાળે તો અપહરણ કરીને જ કોઈપણ શાસક કે શાસન ટકી શકે છે. એમાં જો કાયદાકીય જોગવાઈ ઉમેરાઈ હોય, તો આટલા બધા ભડકવાની જરૂર જ ક્યાં છે? કટોકટી શબ્દ એક વળગાડની જેમ વિરોધપક્ષો પાસે વલોપાત કરાવે એ ચિન્ત્ય છે. આટલું બધું અધૈર્ય, સાચે જ ઈમરજન્સીને ઈનવેન્ટ કરીને રહે. એમાં પ્રેસ જેવું સુલભ મીડિઆ ભળે, તો તો અંધારામાથીયે કાળી બિલાડીને ખોળી કઢાય...

માસ મીડિઆમાં પ્રેસની તુલનાએ રેડિયો અને ટીવીનું વિશિષ્ટ સ્થાન છે. એનો લાભ તે બોલાતી ભાષાની તત્ક્ષણતા (ઈમીજિઅસી)નો લાભ છે. બોલાયું નથી ને સંભળાયું નથી. પ્રેસ તો બોલાયેલું, લખાયેલું કે લખેલું લખે, છાપે—એ પછી એ વંચાય ત્યારે સમજાય, વિચારાય. બધું આડુંતેડું થઈ જાય છે. ઘણાં છાપાં આપણે ત્યાં સેકન્ડ-હેન્ડ કે ક્યારેક તો થર્ડ હેન્ડ ઈન્ફર્મેશનથી ફરફરતાં હોય છે. ટીવીમાં તો વ્યક્તિને તમે બોલતી સાંભળો છો અને જુઓ પણ છો. એની ઉપસ્થિતિની પ્રત્યક્ષતા(ડાયરેક્ટનેસ)નો લાભ જેવોતેવો નથી. એમાં બોલનારના મનોગતને પામી શકાય છે, કાકુઓ પકડી શકાય છે. બોલનારે જે બોલવાનું ટાળ્યું હોય તેના અણસાર એના ચહેરા પર વરતાઈ આવે:

છે. આ કારણે ટીવી ભારે પ્રભાવશાળી મીડિઆ છે. એટલે તો શાસકો એને સ્વાશ્રયે રાખે છે, સ્વાયત્ત નથી બનાવતા. પોતાના વિરોધીઓને એનો લાભ નહીં લેવા દઈને ખાસ્સી બાખખાઈ કરે છે. રાજીવ ગાંધીની 'લાઈવ' પ્રેસ કૉન્ફરન્સનો આ દષ્ટિએ મહિમા કરવો જોઈએ. વડા-પ્રધાન આપણી 'સમક્ષ' બોલે એને આ દિવસોમાં મૂલ્ય ગણવું પડે. તો એમણે ધારેલી ૨૧મી સદીમાં, એક દિવસે વિરોધપક્ષના નેતાની પણ લાઈવ કૉન્ફરન્સ થશે. એથી એવો આશાવાદ ઍટ લીસ્ટ, નક્કર તો બને જ છે.

બાકી ભાષા બહુ ગંદી ચીજ છે. સાહિત્યચિન્તકોમાં બાર્થ, ફ્યૂકો કે દેરિદા જેવા સંરચનાવાદીઓએ ભાષાના લિખિત સ્વરૂપની તુલનાએ એના બોલાતા સ્વરૂપને શ્રદ્ધેય ગણ્યું છે. છતાં, ભાષાનું મહોરું પહેરીને નેતાઓ અસલિયત છુપાવી શકે અને પ્રજાને ભરમમાં નાખી શકે. જોકે આપણા ઘણા નેતાઓને બોલતાં જ ક્યાં આવડે છે ? પદાન્વય ( સિન્ટૅક્સ )નાં પણ ઠેકાણાં ન હોય તેવાં વાક્યો બોલતા કેટલા બધા મન્ત્રીઓ, મુખ્ય મન્ત્રીઓ અને પ્રધાનો આપણને મળતા રહ્યા છે ! બાકી ભાષાની બેધારી તલવારથી તમે, ધારો તો કટોકટીનું સમર્થન પણ કરી શકો, બચાવનામું ઘડી શકો. આંતરિક સિવાયની બાહ્ય કટોકટી હોય, બીજા રાષ્ટ્રો તરફથી યુદ્ધનો ભય હોય ત્યારે શું એ જ ભાષા નથી વપરાતી ? ત્યારે આપણે કટોકટીની એ જ પરિભાષા નથી વાપરતા ? કટોકટી જાહેર કરનારની ભૂમિકા પણ 'ઉચિત' અને 'વાજબી' છે એમ દર્શાવાય, યુદ્ધ કરવું 'અનિવાર્ય' 'આપદ્ધર્મ' છે, એમ સરળતાથી સમજાવી શકાય – ભાષાનું તો જરા એવું છે...

આપણા જેવા દેશોમાં એટલે જ વાગ્યુદ્ધો વ્યર્થ નીવડવાનાં. સરકારો શું બોલે છે તે કરતાં શું કરે છે તેનું જ મહત્ત્વ રહેવાનું. કશી વાત કે ચર્ચા કર્યા વિના કટોકટી જાહેર કરી દેવી એ એને અંગેની પ્રશ્નોત્તરીથી વધારે ભયાનક છે. સરકારી કે રાજકારણી 'પગલાં'ને વિશેની આપણી પ્રતિક્રિયા, ઍક્શનને અંગેનું રી-ઍક્શન, વધારે કારગત નીવડે. આપણા સ્વાતન્ત્ર્ય-સંગ્રામની ખૂબી એના ભરપૂર ઍક્શન-ઓરિઍન્ટેશનમાં હતી. ભાષણબાજી ગાંધીજીએ, સરખામણીએ ઓછી

કરી છે. આપણા વિરોધપક્ષો પાસે કાઉન્ટર-ઍકશનની કશી રેસિપી ક્યારેક જ હોય છે, મોટે ભાગે એઓ વિવાદના પેલા પવિત્ર શસ્ત્રથી ટકી રહેવાનું મુનાસિબ સમજે છે.

પ્રેસનું તો 'કામ' જ લખવાનું છે, વિદ્રોહ કરવાનું છે. પત્રકારો એ રીતે સાહિત્યકારોની કોટિમાં આવી જાય છે. બંને જણા રાજાપ્રજા બેયની તટસ્થ સમીક્ષા કરે એ જ એમનું જીવનકાર્ય છે. તથ્યને અને એમાં ધબકતા સત્યને ઓળખી લે, તો પત્રકાર કે સાહિત્યકારનો વિરોધ પ્રકાશક બને છે, પ્રજા માટે માર્ગસૂચક બને છે. આ જ એની આચાર-સંહિતા છે. એની આચારસંહિતા એ જ નક્કી કરે છે. વાણીને વરેલાઓ સદા સ્વાયત્ત હોય છે. એમની સેન્સરશિપ એમણે જ નાખી હોય છે—એક પછીનો બીજો શબ્દ લખતાં એણે હજાર ગળણે ગાળ્યું હોય છે. આ બંનેને શોધી, જોડી કાઢવાની આ ઘડી છે. મીડિઆ હજી છોકરું છે, સ્વાયત્ત થવાની સજ્જતા વિનાનું છે – આવું કહીને એનો જ લાભ અંકે કરનારા શાસકોથી અને આવ્યા વિનાની કટોકટીની, આચાર-સંહિતાની કે સેન્સરશિપની વાતો ઘસડનારા કલમનવીસોથી એ બંનેને બચાવીએ.

૧૧–૭–૮૫
૭–૮–૮૫

૧૬

# આપણું વામણાપણું અને આપણી અભિવ્યક્તિ-શક્તિ

ફ્રેન્ચ કવિ અને સર્‌રીઅલિઝમ જેવા શક્તિશાળી કલા-આંદોલનના પ્રણેતા આન્દ્રે બ્રેતોંએ પોતાના સમકાલીનો સમક્ષ એક સરસ પ્રશ્ન મૂકેલો : આપણી દુનિયાનું વામણાપણું શું આપણી અભિવ્યક્તિ-શક્તિને આભારી નથી? એમણે ઉમેરેલું કે કદાચ આપણે અતિ ઓછું વ્યક્ત કરીએ છીએ. બ્રેતોંનો ઇશારો ભાષાના લૂલા સાધન સામે હતો, માણસના મીંઢાપણા સામે પણ હતો.

આમ તો, સૃષ્ટિમાં સૌથી વધુ બોલનારું પ્રાણી માણસ છે. પણ માણસોમાં ઘણા એટલા બધા મીંઢા હોય છે કે મૂંગા હશે કે શું એવી દહેશત થાય. ઘણા ન બોલવામાં નવ ગુણ સમજે છે, તો ઘણા ઓછું બોલવામાં ડહાપણ સમજે છે. માણસ મોઢેથી નહીં પણ નાભિમાંથી બોલે, એટલે કે દિલ ખોલીને ઊંડેથી વાત કરે, તો એના અને દુનિયાના ઘણા પ્રશ્નો આપોઆપ ઊકલી જાય. ભાષાએ યુદ્ધો કરાવ્યાં છે એ સાચું છે, પણ સુધારીને કહેવું જોઈએ કે છીછરી, સપાટ અને વિકૃત અભિવ્યક્તિએ યુદ્ધો કરાવ્યાં છે. દિલચોરી રાખીને જાતને વ્યક્ત કરવામાં ભાષાનો સદુપયોગ તો નથી જ, બલકે કશો ઉપયોગ જ નથી. અવઢવ કે આના-કાનાથી વ્યક્ત થતો માણસ, છેવટે તો દીનહીન અને મૂર્ખ પુરવાર થાય છે. બ્રેતોંને વામણી લાગેલી દુનિયા પ્રથમ વિશ્વયુદ્ધની દુનિયા હતી. એમની એ લાગણીનું કંઈ થાય તે પહેલાં તો બીજું વિશ્વયુદ્ધ ચડી આવ્યું. વિ-જ્ઞાની લાગેલો માણસ એકાએક મૂર્ખ પુરવાર થયો.

ત્રીજા વિશ્વયુદ્ધ પૂર્વેના આપણા જમાનામાં નેતાઓને બાદ કરતાં, બધા

જ વર્ગના લોકો મૂર્ખ છે, દીન-હીન છે. પ્રવર્તમાન સભ્યતામાં ભાષાનો અતિશય દુરુપયોગ સર્વ ક્ષેત્રના નેતાઓ કરે છે. એમાંયે સૌથી વધુ ખતરનાક અને બેજવાબદાર તો રાજનેતાઓ છે. રાજકારણીઓ પોતાનું મન કદી કોઈને આપતા નથી, કોઈ પાસે કદી દિલ ખોલતા નથી. પરન્તુ બીજી તરફથી, પાર વિનાનો બકવાસ કરે છે. મીડિઆ એ બકવાસને ચહુદિશે બહેકાવે છે. રાજનેતાઓ આખો દા'ડો લોકશાહી, માનવ-કલ્યાણ, શાન્તિ, આબાદી, એકતા, અખણ્ડતા વગેરે નિષ્પ્રાણ શબ્દોની ચીકણી જાળ ફેલાવતા રહે છે. કદી કોઈ નેતાને સૂત્રો વિના ચાલતું નથી. એમની ફૂચા જેવી ભાષાથી વ્યાપક સ્વરૂપની વંચના આચરી શકાય છે, લાંબા ગાળા લગી ચાલનારી ભ્રમણા ફેલાવી શકાય છે. સત્તાના દઢીકરણમાં ભાષાને કોઈ ભૂર વળગતું નથી. નેતાઓનું મુખ્ય કામ; આજે ફાવી બતાવવાનું છે: એમાં એમને વેશ્યા જેવી ભ્રષ્ટ ભાષા જ ખપ આવે છે.

સામ્યવાદી દેશોમાં ચોપાસ કે ઉપરનીચે જોવાની, અંદર-બહાર તપાસવાની છૂટ નથી હોતી. ત્યાં માણસે ઘોડાગાડીના ઘોડાની જેમ ડાબલા પહેરીને નાકની દાંડીએ દોડચે રાખવાનું છે. પ્રગતિનો રથ હમેશાં એકદેશીય અને એકદિશ હોય છે. ત્યાં આડુંઅવળું જોવાનું કે ફંટાતા રહેવાનું શાસકોને કે પ્રજાને કોઈને પાલવતું નથી. નવી કેડીઓ કોરનારી પ્રયોગશીલતાને આવા દેશોમાં ઝાઝો અવકાશ હોતો નથી. ત્યાં રાજમાર્ગનો કોઈ વિકલ્પ હોતો નથી, હોય તો એને ઝડપથી ભૂંસી નાખવામાં આવે છે. અહીં મતામતાન્તર, ટીકાટિપ્પણી કે વિરોધને બિનજરૂરી ગણવામાં આવે છે. રાષ્ટ્રના વ્યાપક હિતમાં અભિવ્યક્તિ-સુખ એક ફાલતુ બાબત લેખાય છે. ઊંડેથી ઊઠેલા વૈયક્તિક અવાજને કાં તો અહીં ધરબી દેવાય છે, અથવા તો તડીપાર કરાય છે. દુનિયાને ઉત્તમ 'ઍક્ઝાઈલ રાઈટર્સ' આ દેશોએ જ નથી આપ્યા ?

બીજી તરફથી, સમૃદ્ધિ અને લોકશાહીને વરેલાં રાષ્ટ્રો વધુ ને વધુ ખુલ્લાં અને ઉદાર હોવાનો દેખાવ કરી રહ્યાં છે. એમનું માનસ ઉત્તરોત્તર ઍકલેકિટક બનતું આવે છે. દુનિયાભરના ઍક્ઝાઈલ્સને એ આવકારે છે, દેશ દેશના ઈમિગ્રાન્ટસને પોતાને ત્યાં સંઘરે છે. કલાકાર અને ક્રિમિનલને ત્યાં સમાન તકો છે. ત્યાં શાન્તિપ્રિય સાધુ અને યુદ્ધખોર આતંક-

વાદી સાથે સાથે વસે છે. આ રાષ્ટ્રોમાં નવી જ બજારુ વૃત્તિ વિકસી છે. વૈયક્તિક જીવનને ત્યાં વધુ ને વધુ ધોરણસરનું બનાવાય છે. સેન્સરશિપ ત્યાં જવલ્લે જ છે, પણ ક્વૉલિટી-કન્ટ્રોલ જડબેસલાક છે. ભૂખ, તરસ, પ્રેમ કે માનવીય સમ્બન્ધો જેવી જરૂરિયાતો ત્યાં અવશ્ય સંતોષાય છે, એમાં અપાર વૈવિધ્ય પણ છે. પણ એને કૉમોડિટીથી વિશિષ્ટ એવી અન્ય વૅલ્યૂ નથી.

નાગરિકોનું અહીં વપરાશકારોમાં રૂપાન્તર થતું આવે છે. આ ધનિકો એકમેકને ધનિક જોઈને ઓચાઈ ગયા હોય છે. જગતમાં આજે આ રાષ્ટ્રો, એટલે જ ભિખમંગાઓને આતુરતાથી શોધે છે. અહીં વિરોધ, ઊહાપોહ, વગેરે કરવાની ભરપૂર તકો છે. પણ બધા વિરોધ લક્ષ્મીના ખોળામાં ઝડપથી ઓગળી જાય છે. વૈયક્તિક સ્વાતન્ત્ર્ય વાપરવાની ઘડી જ ન આવે એવી એક પ્રચણ્ડ સભ્યતા આ રાષ્ટ્રોનો મહામૂલો વિશેષ મનાય છે. વપરાયા વિનાનું સ્વાતન્ત્ર્ય પછી તો માણસને રીતભાતે દમે છે, એને પ્રકાર પ્રકારે કોરી ખાય છે. વધુ ને વધુ મનોરોગીઓ આ રાષ્ટ્રોએ નથી આપ્યા?

સાચકલી અભિવ્યક્તિની ખરેખરી તકો તો આપણા જેવા ગરીબ પણ વિકાસશીલ દેશોમાં છે. આપણી લોકશાહીમાં માણસને ગળું ફાડીને બોલવાની કે અંતરનું દર્દ વ્યક્ત કરવાની ખરેખરી છૂટ છે. વૈયક્તિક અવાજ આપણે ત્યાં હજી કારગત નીવડી શકે છે. એ વડે પ્રજામતને બદલી શકાય છે, અરે શાસનને ઉથલાવી પણ શકાય છે. આઝાદ થવાનો અનુભવ હજી ભુલાઈ નથી ગયો. તાતિંગ પોલિટિકલ સિસ્ટીમના અભાવમાં રાષ્ટ્ર હજી નમનીય છે. વળી ઝૂકી ના શકીએ એટલા બધા ધનસમ્પન્ન આપણે નથી થઈ ગયા. પરમ્પરાગત ભારતીય સમાજે વૈયક્તિક ગૂંચો અને જીવનના અસ્તિત્વપરક રઘડાને હજી લીલો રાખ્યો છે.

પણ અભિવ્યક્તિના કરનારા ક્યાં છે? વિરોધી નેતાઓ, વિરોધી માડિઆ, વિરોધી ઈન્ટેજેન્ટ્સિયા આપણી પાસે નથી. આપણા બૌદ્ધિકો સામે કશી પાર્ટીમાં જોડાવાનો પ્રાણપ્રશ્ન નથી ઊઠતો. કમિટમેન્ટ વિના એ પોતાનું ગાડું ગબડાવી શકે છે. આપણા લગભગ બધા જ પત્રકારો, સાહિત્યકારો, કલાકારો કે અન્ય વિચારકો મભમ લખે છે. એમની

અભિવ્યક્તિમાં કશો દમ હોતો નથી. મોટેભાગે એ લોકો પોતાના મોવડીને રાજી રાખવા મથે છે. ખરેખરા વિરોધવંટોળ વખતે એ બધા શાહમૃગની જેમ મસ્તક રેતીમાં ઢાળી રાખે છે. એમનામાં સ્વમતની બુલંદી નથી હોતી, એટલે પરમત-સહિષ્ણુતા પણ નથી હોતી. એમને કશો નિશ્ચિત પૉઈન્ટ ઑવ વ્યૂ નથી હોતો. કશા અભિગમ વિના એમની આખી ને આખી કારકિર્દી પૂરી થતી હોય છે.

સાહિત્યકાર બૌદ્ધિકોનો આપણે ત્યાં દાવો છે કે એઓ ભાષાનો ઉત્તમોત્તમ ઉપયોગ કરી જાણે છે. પણ વિરોધને નામે એ લોકો કાં તો ગતકડાં કરતા હોય છે, અથવા કવિતડાં જોડતા હોય છે. વિવાદને નામે કાં તો ચીસો પાડતા હોય છે, અથવા દાંતિયા કરતા હોય છે. ચર્ચાને નામે ટાંટિયાખેંચની કે ચારિત્ર્યખણ્ડનની હીન રમત રમતા હોય છે. એમની ભાષા ચીંથરાં જેવી જીર્ણ-શીર્ણ હોય છે. એમના પ્રયોગો ચવાઈને ચૂંથો થઈ ગયા હોય છે. એમનાં મેનરિઝમ્સની મજાઓ ક્યારની મરી ગઈ હોય છે. એમની વાતોનું ચોક્કસ પરીક્ષણ કરાય તો એમા ચર્વિતચર્વણ, પિષ્ટપેષણ, હેકનીડ પ્રયોગો, ક્લિશે કે શીકના અપરમ્પાર બુટ્ટા મળી આવે છે. એમનું ચિન્તન સૅકન્ડ-હૅન્ડ હોય છે, એમની ઈન્ફર્મેશન થર્ડ-હૅન્ડ હોય છે. એમની શૈલી એમની બૉલ-પેન જેવી બુઠ્ઠી અને રસળતી હોય છે. એઓ એવાં છાપાંમાં લખવાનું પસંદ કરે છે, જ્યાં કશા પડકારને અવકાશ ન હોય. ઝડપથી પસ્તી બની જનારું સસ્તું લખવાનું એમને વિશેષ ફાવે છે. દરેક લેખક એક ઊંડા કૂવા જેવો હોય અને એમાં પાતાળ-પાણી ઉભરાતાં હોય એ સત્યની એમને જાણ નથી. બેમ્યાન કલમની તાસીર એઓએ પ્રમાણી નથી. ભાષાનો ઉત્તમોત્તમ ઉપયોગ કરનારા જ્યાં વામણા હોય, ત્યાં વિરાટ રાષ્ટ્ર કદી પણ હોય કે? છિઃ ! એમ વિચારવું એ પણ મૂર્ખતા છે.

૧૩-૫-૮૬
૨૫-૫-૮૬

## ૧૭

## વિરોધના રવાડે ચડેલાની ખબ્યા –

ફેંગ્યું-ફેંગ્યું બોલવું અને ફાટયું-ફાટયું લખવું એને આજકાલ ઘણા બહાદુરીમાં ખપાવી રહ્યા છે. એવું કરવાથી પોતે પ્રખર બૌદ્ધિકમાં ગણાઈ રહ્યા છે એવો કેટલાકને તો વહેમ પણ ભરાઈ ગયો છે. આપણા સમસામયિક સંદર્ભમાં આ વૃત્તિ-પ્રવૃત્તિનો શિકાર બનેલા ચિન્તકો, વિચારકો, સાહિત્યકારો, પત્રકારો, પત્રચર્ચાલેખકો એમ અનેક વર્ગના અનેકો છે. એમનું સીધું-આડકતરું સૂચન એ છે કે રાષ્ટ્ર, સાહિત્ય, શિક્ષણ, સમાજ, ધર્મ કે સંસ્કૃતિ માટેની ખરેખરી ધખના કે દાઝ એમને જ છે.

હકીકતે આ સૌની તાલીમમાં અને સજ્જતામાં ઊચાનીચાપણું હોય છે. જો કે ઘણા તો પહેલી વાર લખવા મંડયા હોય છે અને કેટલાકોએ તો પત્રચર્ચાલેખક બની રહેવામાં જ કશી ધાર્મિકતા પ્રમાણી હોય છે. એમની નિસબત અને નિષ્ઠામાં ઘણીયે વાર નરી બનાવટ હોય છે. એમને દાઝ છે, કે એ પોતે જ દાઝેલા છે તે કળવું મુશ્કેલ નથી હોતું. સમાજની ચોકી કરનારા વોચ-ડૉગ ભાસતા આ બધા ઘણીવાર તો હડકાયા કૂતરાથી વિશેષ નથી હોતા. વધુમાં વધુ બિનંગતતાનો દાવો કરનારની પશ્ચાદ્‌ભૂમિકા સાવ અંગત હોય છે. ચમકતું-ઝબકતું એમનું ઉપલું પડ સહેજ ખણો એટલે, નીચે એમના ગમા-અણગમા અને અસંતોષોની નરી જીવાત ખદબદતી જણાઈ રહે છે.

જેમ સ્તુતિમાં રેલોલ કરનારા અણુધો વધતા રહે છે, તેમ કહેવાતા

વિરોધમાં હેઈસો હેઈસો કરનારા કૃતકો પણ વધતા રહે છે. ચમ્પી અને માલિશ-મસાજ કરનારા હોય, ત્યાં ઊગેલાં વૃક્ષોને ઊભાં વાઢનારા કઠિયારા પણ હોય જ. વિરોધને રવાડે ચડેલા જીવોની ખધ્યા કદી શમતી નથી. ઘણીવાર તો એઓ પોતાના મતના સમર્થન માટે કશા સુભટની માફક મરણિયા બની જાય છે. વિના મસ્તકે એમનું ધડ ઝઝૂમ્યા કરે ને હાથ તલવારની પટ્ટી વીંઝયા કરે. એમની વિરોધબુદ્ધિ ક્રમે ક્રમે જડ ઝનૂનમાં ને છેલ્લે વાદાવાદીમાંથી ગાળાગાળીમાં ને મારામારીમાં પણ વીફરતી હોય છે. આપણા જેવા અવિકસિત સમાજોમાં આવાઓને એમના જીવનકાળ દરમ્યાન લોકો ક્રાન્તિવીર કહે છે, મરે ત્યારે શહીદ કહે છે. એમના પાળિયા રોપાય છે — પછીની પેઢીઓ પાળિયાપૂજક બની રહે છે. ક્રાન્તિ કાજેની યુયુત્સાનો એવી શાન્તિપ્રદ ભક્તિમાં આવતો કરુણ અંજામ વિચારણીય છે. આ લોકોનો અણછતો દાવો એક જ છે કે સત્ય એમને સમજાયું છે, બલકે આખું ને આખું એમની જ છાબડીમાં છે. સત્યના બહુહસ્તપાદ અસ્તિત્વને ઓળખવાનું એમનું ગજું નથી હોતું, જિગર તો હોય જ ક્યાંથી?

આ વર્ગને પ્રકાશિત કરનારાં દૈનિકો, સાપ્તાહિકો, પાક્ષિકો, માસિકો, ત્રૈમાસિકો ને વાર્ષિકો પ્રેસની ભરચક સગવડના આ યુગમાં જરાય દુર્લભ નથી. એના મોટા ભાગના સમ્પાદકો, તન્ત્રીઓ પ્રશ્નની ચોપાસની તપાસ, મુક્ત ચર્ચા, વૈચારિક સ્વાતન્ત્ર્ય, નુકતેચીની, સમીક્ષા વગેરે રૂપાળા શબ્દોની ખીંટીએ બંધાઈ, ચર્ચાના ધુમાડા ઉડાડતા આવા વછેરાઓને મંદસ્મિતે પંપાળતા હોય છે. વિરોધનો ઠેકાણા વગરનો વંટોળ ચડ્યો હોય છતાં એમ પોતાની સુકલ્પિત નીતિને ચરિતાર્થ થતી સમજતા હોય છે. ઘણા તો પોતા વિરુદ્ધનું છાપીને વિનમ્ર બની રહેવાનો ડોળ પણ કરતા હોય છે. પત્રચર્ચા કે ચર્ચાપત્ર માટેની એમના છાપાની જગ્યા એમની જાણ બહાર ક્યારેક તો એ સુન્દર મકાનની લેવેટરી બની ગઈ હોય છે. એમાં ભૂતિયા લેખકોની ભરમાર પણ હોય છે. છાપું 'જીવન્ત' ગણાવા માડે, ત્યારે એના કયા દ્રવ્યને કારણે એમ થઈ રહ્યું છે એ જોવાની દાનત આવા તન્ત્રીઓની કદી હોતી નથી. મોંઘી જાહેરખબરો અને સનસનીખેજ સ્ટોરીઝને બાદ કરતાં પોતાને ત્યાં શું છે એવી જાતતપાસ કરનારા તન્ત્રીઓ બહુ થોડા છે. સવાર-સાંજ દુનિયા-આખીની

ટીકા કરનારા આત્મટીકા જવલ્લે જ કરે છે. પેરિશ ઑર પબ્લિશ એ વિકલ્પમાંથી એમણે પબ્લિશની પસંદગી કરી હોય છે.

સામે વહેણ તરનારને બદલે, તોતિંગ ધંધા તરીકે ફાલેલી પ્રવર્તમાન કમ્યુનિકેટિવ મશીનરીમાં એક પુરજો બનીને બેઠેલા તન્ત્રીઓની વસતી વધી રહી છે. વિવેકપૂત, જ્ઞાનસમ્પન્ન અને દુરારાધ્ય તન્ત્રી ગયા જમાનાની વસ્તુ છે. એવા વિરલ વીરલા બચ્યા હોય, તો એમનો ખાતમો બોલવનારું રૅકેટ એમની બિલકુલ બાજુમાંથી ચાલુ થઈ ગયું હોય છે. એટલે છતરી ઉઘાડીને બેસનારાની સંખ્યા હવેનાં વર્ષોમાં મોટી થતી આવે છે. નિષ્ફળ રાજકારણીઓ છાપું કાઢે છે. ગરીબો પર સિતમ ચલાવનારા ગરીબોના બેલીનો નવો સ્વાંગ રચે છે. લખતાં જતે ના આવડ્યું હોય એવા લેખકો હવે ફટાફટ તન્ત્રી બનવા માંડ્યા છે. નહીં તો એઓ નિયમિતપણે તન્ત્રીલેખ તો લખે કે નહીં? જો કે એમના હાથ નીચે બીજાઓ લખે છે, અને વિધિની ક્રૂરતા એવી છે કે એ બીજાઓમાં નીવડેલા વિદ્વાનો વધારે હોય છે. આપણું અંગૂઠાછાપ રાજકારણ હવે પ્રેસમાં પ્રસરી રહ્યું છે. આ સંજોગોમાં સમાજ કે રાષ્ટ્રને નામે તરવું-વિસ્તરવું મુશ્કેલ નથી. લેખન-પ્રકાશનને એક વેપારની રીતે ચલાવવાનુ આ દિવસોમાં અશક્ય નથી રહ્યું. વિરોધી લખાણો કરતા લેખકો અને તન્ત્રીઓ બન્નેને સમાજજીવન કે રાષ્ટ્રજીવનના પ્રહરી બની રહેવાનું નાટક કરવું આજકાલ ફાવે એમ છે. એ નાટકને જેટલું રસપ્રદ બનાવી શકાય, તેટલી દુકાન વધારે ધમધોકાર ચાલે.

રસપ્રદ તો ભડવાનાં છાનગપતિયા, એની લટકમટક અને એના અટકચાળાં પણ હોઈ શકે. પરન્તુ એમા લાંબા પ્રગાઢ સંવતનની ટકાઉ પુંસકતા કદી ન હોય. તીખું તમતમતુ લખવા માટે જેટલી જરૂર નિર્ભીકતાની છે, તેથી અનેકગણી જરૂર ઊંડી સમજની છે. પ્રશ્નનું પરિરમ્ભન માંહ્યલો મજબૂત હોય તો જ થઇ શકે છે. સૂરસૂરિયું કરવા માટે ઝાઝા કૌવતની જરૂર નથી. ખોટું થતું જોઈને માણસ બરાડો પાડે કે લાકડું લઈને ઊભો થઈ જાય એ સ્વાભાવિક છે. વિરોધ માનવીય વૃત્તિ છે અને સાથેસાથ મનુષ્યનું કરણીય પણ છે. પણ વિરોધ, બંડ, નિષેધ, વિદ્રોહ, ઊહાપોહ, ક્રાન્તિ કે પરિવર્તન—વિચાર અને જ્ઞાનના ક્ષેત્રે એમને એમ નથી નભતા. માણસ એને એકલો પોતાના જ જોરે

ટકાવી નથી શકતો.

એને પૂરી જરૂર પડે છે તર્કના ભરપૂર રસાયનની. સર્વસ્પર્શી વિવેકબુદ્ધિ વિના પ્રશ્નનું હાર્દ કદી હાથ આવતું નથી. તથ્યોનું ખંતપૂર્વકનું સમ્પાદન, સૂઝભર્યું એનું અધ્યયન વગેરે વાનાં માટેની પ્રામાણિક મથામણ પછી વિરોધ કરવાની ભૂમિકા હાથ આવે છે. સમાજ, શિક્ષણ કે સાહિત્ય જેવાં જાહેર ક્ષેત્રો સામે કંઈ પણ બોલવા-લખવા કશી જહેમત ઉઠાવવી પડતી નથી. નાનું છોકરુંયે પોતાના માસ્તરની ચેષ્ટાળીઓ કરી જાણે છે. પણ એ ક્ષેત્રોમાં કેટકેટલી વ્યક્તિઓના જીવન-પુરુષાર્થનું હીર ભળ્યું છે એ જાણવા-સમજવાનું સહેલું નથી હોતું. એ માટે સમુદાર સંશોધન વૃત્તિ જોઈએ. પલાંઠી લગાવી તપ કરવાં પડે. દારૂનો પેગ લગાવી કે સિગારેટનો કશ લેતાં લેતાં લખાય, ગલોફામાં તમાકુવાળું પાન ડબાવીનેય લખાય – એની ના નથી. પણ વિરોધમાં તેજ પ્રગટવું જોઈએ, એકલો તાપ નહીં પ્રતાપ પ્રગટવો જોઈએ. મૂંગા કરતાં બોલનારની જવાબદારી વધારે છે, પરન્તુ વિરુદ્ધ બોલનારની જવાબદારી અનેકગણી વધારે છે. જુદું, ઊંધું કે ઊલટું બોલવા-લખવાથી અભિવ્યક્તિસુખ મળે છે, પણ વિદ્રોહનો માર્ગ એટલો જ નથી. બોલ્યા-લખ્યા પ્રમાણે આચરીને પરિવર્તન લાવનારા બૌદ્ધિકો આપણે ત્યાં જન્મ્યા હશે, પણ હજી ઊપસ્યા નથી. લખવા સિવાયની જીવનની અન્ય બધી જ બાબતોમાં આપણા સમસામયિક વિરોધવીરો કેવું વલણ લેતા હોય છે? કેવાક સ્વરૂપે વ્યક્ત થતા હોય છે? — અરરર, જવા દો, એની તો વાત જ થાય એમ નથી.

૧'-૪-૮૬

૧૯-૪-૮૯

# ૧૮

## સર્પના જડબામાં એનું પોતાનું જ પુચ્છ...

આતતાયીઓનો નાશ કરવો એ તારો ધર્મ છે. ભગવાન કૃષ્ણ અર્જુનને કહે છે. આતતાયીઓમાં ભલે પછી સ્વજનો અને ગુરુજનો જ હોય. સગાંવહાલાં પાપી હોય તો હણી નાખવાં એ કર્તવ્ય છે. આર્તિનાશન આગળ સ્નેહ ગૌણ છે. બન્ધુભાવ અને ગુરુ પ્રત્યે આદરભાવ પ્રશસ્ય છે, પણ ધર્મ-સંસ્થાપનાર્થે ઉપાડેલા જીવનકાર્ય પાસે તિરસ્કરણીય છે. દરેક સત્યને એક ચઢિયાતું સત્ય પણ હોય છે. અહિંસાના પૂજારી ગાંધી દર્દથી પીડાતા પશુને પતાવી દેવામાં ધર્મ ભાળે છે. શારીરિક વ્યથાનો અસરકારક ઈલાજ શરીરની સમાપ્તિથી વિશેષ કયો હોય? પશુપ્રેમ અને પશુસેવાની આ ચરમ સીમા છે. એક ઘડી એવી આવે જ્યારે અહિંસાબુદ્ધિ હિંસ્ર કૃત્યથી જ ચરિતાર્થ થાય. હિંસ્ર-અહિંસ્ર વચ્ચેનું સત્ય વિરોધાભાસી બની જાય, ઘણીવાર ઊડી પણ જાય.

દુનિયાભરના આતંકવાદીઓને પાઠ ભણાવવાના હેતુથી મહા લોકશાહ રેગને લિબિયા પર હુમલો કર્યો છે. વિષની દવા વિષ. હીરો હીરાથી કપાય. રંજાડ કરનારાને નષ્ટ કરવા એ રાજધર્મ છે. મિશનના પ્રારમ્ભે ગડાફીનો છૂંદો કરી નાખવો પડે એ રાજનીતિ છે. ગુજરાતીનો અધ્યાપક યુનિવર્સિટીના કોક ઓરડામાં ઓગણીસો છયાસીના ઍપ્રિલમાં સર્‌રિઅલિઝમ અને સિમ્બલિઝમ જેવી ગઈ-ગુજરી ભણાવે છે. અમેરિકન પ્રોફેસર ભૂરિયાંવને ટેરરિઝમ શીખવે છે. લેટેસ્ટ ઍકેડેમિક કન્ટેન્ટ વોર-ફેર છે. આગલા વાક્યમાં પાંચમાંથી ચાર શબ્દો અંગ્રેજી હોવા છતાં આખું વાક્ય તો ગુજરાતી છે, એમ યુદ્ધનું શિક્ષણ એ ધરાર શિક્ષણ છે.

વિદ્યા યુદ્ધની છે, પણ વિદ્યા નથી? વિરોધાભાસ અને વિરોધ વચ્ચેનો ફર્ક સમજો છો કે નહીં? વિજ્ઞાનની લેબમાં થતા કોઈપણ પ્રયોગ જેવો પ્રયોગ અણુધડાકો છે. કોઈપણ અખતરામાં હોય એવો અને એટલો ખતરો એમાં પણ છે. ધરતી પર કરવાથી પ્રયોય પ્રયોગ મટી જાય? તર્ક શું કહે છે? તર્ક બધી વસ્તુને બરાબર કહે છે, ન હોય તો કરી આપે છે. તર્ક આજના માણસનો વૈતાળ છે. એને સારુ માણસે વિક્રમ સમા વિવેકી અને પરદુઃખભંજક હોવું અનિવાર્ય નથી. તર્ક મનુષ્યને ગમે એ ઘડીએ રોકેટોકે છે. પ્રશ્નો કરી એની પાસે નિર્ણયો લેવડાવે છે પણ પછી પોતે ટકતો નથી, હમેશાં નાસી જાય છે. માણસને તર્ક પોતાની પાછળ દોડતો રાખે છે. એવો ટોણો મારતો રહે છે કે તને જેણે મારી પૂંઠે મેલ્યો છે એ બડો ધૂર્ત છે. ધૂર્ત તો એ પોતે છે. કેમકે બધું સરખું કરી નાખે છે. વિરોધો રચે, તો ભૂંસી પણ આપે છે. વિરોધાભાસો ઊભા કરે, ને દૂર પણ કરે. ઘડીક ધરવી તર્ક માણસને સદા લબડતો રાખે છે. આપણા જમાનામા તર્ક પ્રાયોરિટીઝ ઘડી આપે છે, જોકે પ્રાયોરિટીઝને પહોંચી વળવાનું બળ નથી આપતો. ઘણીવાર તો એમ જ લાગે કે એ જ આપણી પાછળ પડયો છે, એ જ આપણે ખભે વળગ્યો છે.

એટલે તો ગીતા-ગાયત્રી ન કરો એ ચાલી શકે છે, પણ છાપું વાંચવું જ પડે છે. ગીતાપાઠમાં અગડંબગડં ચાલી શકે છે, જ્યારે છાપું પૂરી સાવધાનીથી વાંચવું પડે છે. ઉપરટપકે આખ ફેરવી જાઓ તો એવું લાગે કે રેગને હુમલો ભારત પર કર્યો કે શું! રોજ પંજાબમાં આતંકવાદી ભૂતો લોહિયાળ રમઝટ ખેલી રહ્યાં છે, પણ લિબિયાના સમાચારે એ રમઝટને સામાન્ય અને નગણ્ય બનાવી આપી છે. મોટી દુર્ઘટનાઓ નાનીને સમધારણ કરી નાખે છે. નાનીમા નેતાગીરીની કસોટી છે, મોટીમાં વટ પાડવાના પૂરા ચાન્સિસ છે. છાપાને નેતાઓની જેમ જ ઘડી ઘડીની પ્રાયોરિટીઝ હોય છે. ઘરઆંગણું, પ્રદેશ કે દેશને છાપાં, ગમે એ ક્ષણે રઝળતાં મેલી શકે છે. વિશ્વની પટલાઈ કૂટવામાં એમને તુર્ત જ કર્તવ્ય, ડયુટી, પૉલિસી વગેરે સમજાઈ જાય છે. કૂતરાને માણસ કરડે એને સમાચાર કહેનારા રોજેરોજ બીજું કરે પણ શું?

માણસ આજે વિશ્વને નાનું ગામડું, ગ્લોબલ વિલેજ બનાવી મૂકવા થનગને છે. પણ છે તે ગામડાં ભાંગતા રહે છે, શહેરો ઊભરાતાં રહે છે.

માનવસરજિત ગંદવાડ અને પ્રકાર પ્રકારનાં પ્રદૂષણો વધતાં રહે છે. એ બધાંનું એ શું કરે? એ એને વિકાસ અથવા વિકાસની અનિવાર્ય અવસ્થા કહે છે.

રાષ્ટ્રોના એણે બે વિભાગ પાડ્યા છે: વિકસિત રાષ્ટ્રો અને વિકાસશીલ રાષ્ટ્રો. બે બીજા વિભાગ પણ પાડ્યા છે: જોડાણવાદી રાષ્ટ્રો અને બિન-જોડાણવાદી રાષ્ટ્રો. જોડાણના સૂત્રે નહીં, પણ રાષ્ટ્રો બિનજોડાણના સૂત્રે ખુશીથી જોડાઈ શકે છે. એમ જોડાવું એ ધર્મ્ય છે. નાનાં નાનાં બચુડાં ગુટ આરોગવાં એ કરતાં આવું કશું એક મોટું ગુટ-નિરપેક્ષ ગુટ-હડપવું મહા સત્તાઓને વિશેષ ફાવે. બિનજોડાણવાદીઓ બરાડો પાડીને કહી શકતાં નથી કે પોતે વલ્નરેબલ, આક્રમણભોગ્ય નથી. જુદા જુદા શંખ ફૂંકવાની સહીયા નથી, એટલે વારતહેવારે એમને મજિયારું જોર ઊભું કરવું પડે છે. બિનજોડાણવાદીઓના વિદેશમન્ત્રીઓએ ચાર દિવસ લગી દિલ્હીમા બેસી રેગન આદિ સંલગ્ન પ્રશ્નો વિરુદ્ધનું જંગી પેપરવર્ક કર્યું છે. ભારતીય વડાપ્રધાન વિશ્વનેતા હોય એમ રાતોરાત લાગવા માંડ્યું છે. માણસજાતે યુનો નામની એક વિશ્વસંસ્થા ક્યારની ઊભી કરી છે. યુદ્ધો કર્યા-છંછેડ્યા પછી એમાં ઠંડકથી લાંબી વાટાઘાટો થઈ શકે છે, પેચીદા અને વીગતપ્રચુર ઠરાવો થઈ શકે છે. બધું રાવણું ત્યાં ગયું છે. પણ યુનોને એક વિટો નામની બારી છે. કહે છે કે એ બારીએથી શાન્તિનાં બધાં કબૂતર હમેશાં આસાનીથી ઊડી જાય છે. એવી બારી ખુલ્લી રાખીને કે બંધ નહીં કરીને માણસે શાણપણ દાખવ્યું છે? કયું? જવાબ કે દા'ડાનો નથી જડતો.

પાપ આજકાલ જલદી જડી આવે છે, પણ પાપી પરખાતો નથી. આતંકવાદના મુખ્ય પ્રણેતા કોણ? આવો પ્રશ્ન માસ્તર કે વિદ્યાર્થી કોઈને આવડતો નથી. આદ્ય પ્રવર્તક વિનાના આ વાદના કહેવાય છે કે દેશી, વિદેશી, રાષ્ટ્રીય, આંતરરાષ્ટ્રીય સ્વરૂપો જરૂર છે. એ સ્વરૂપો વચ્ચે ભેદો કયા તે શોધવું પડે એમ છે. પણ લક્ષ્ય સમાન છે: ઉડા દો સાલે કો. સંહાર, અંધાધૂંધી, ત્રાસ. જે કંઈ સંસ્થિત છે, સંચિત છે તેને વેરવિખેર કરી દો. લોહી રેડાયા વિના ખપ્પર નથી ભરાતું એ એમની સહિયારી સમજ છે. કોણ કહે છે કે એમને આચારસંહિતા નથી?

લૉજિક કે એથિક્સ વિનાનો આતંકવાદી, માફિઆ, ત્રાસવાદી, એનાર્કીસ્ટ નક્સલાઈટ કે દલિત પેન્થર મળવો મુશ્કેલ છે. નીતિરીતિ કૉમરેડને, દેશબન્ધુને કે રાજા-બાદશાહને જ હોય એવું નથી. સરમુખત્યાર કે સિતમગર પણ લોકકલ્યાણનું જ કહેતા હોય છે. સૌ નવ-પરિવર્તન, ક્રાન્તિ, આબાદીના નારા લગાવે છે. સૌને કશા ધર્મની જ સંસ્થાપના કરવી હોય છે. સૌને એવું જ હોય છે કે પોતે કશા પરમ કૉઝને સારુ જ અવતર્યો છે. હવે આતતાયી જ યુગપુરુષ છે. ઊફરાંટો જનારો જ નેતા છે. આયોનેસ્કો આજે ભોળા લાગે છે. કેમ કે એમણે એવું કહેલું કે નેતાને મસ્તક હોતું નથી. આયોનેસ્કોનો જમાનો ચાલી ગયો છે. ઊલટું આજે નેતાને તો તર્કશુદ્ધ મસ્તક છે, લોકસંગ્રહે ચિન્તિત ચહેરો છે. એમનામાં ક્રાન્તિવીર અને શાન્તિવીર એક થઈ ગયા છે. બાદશાહ ને લોકશાહ બધું એ પોતે જ છે. એઓશ્રી એક એવું બિન્દુ છે જ્યાંથી બધાંને અર્થ મળે છે, હેતુ કે પ્રયોજન જડે છે. એમને ત્યાંથી જ તોતિંગ હાયરાર્કિ પ્રભવી છે.

આપણે તીવ્ર અને જડબેસલાક હાયરાર્કિના જમાનામાં જીવીએ છીએ. પણ તેથી જ કદાચ તથ્યો એકમેકને ડાવાં ભરે છે. સત્યો એકમેકને બચકાં ભરે છે. સર્પના જડબામાં એનું પોતાનું જ પુચ્છ છે. વિષદંશની જગ્યા માણસે પોતામાં જ ખોળી લીધી છે. એમાં કોઈને શું ?

૨૨-૪-૮૬
૩-૫-૮૬

# તથ્યોનાં જનરેશન્સ, સત્યોનાં ઉંદરડાં ને એવું એવું...

અંતુલેને કોર્ટે દૂધે ધોઈને પાછા આપ્યા. અમારાં દાદી ઘરના દીકરાઓને 'તાંબાનો લોટો' કહેતાં. લોટો હોય એટલે વપરાય-ખરડાય તો ખરો જ ને? પણ પછી વીંછળી-અજવાળીને પાણિયારે મૂકી દેવાનો. એટલું કરો, એટલે પહેલાંના જેવા જ ઝગારા મારે. દીકરીઓનું આમ ન થાય. દાદીની આ પુરુષતરફી સમજનું સ્મરણ થતાં આજે રમૂજ થાય છે, કોન્ગિને પાણિયારે આ સપૂત, કદી પાછા જો ચમકે તો અચરજમાં પડી જવાનું નહીં – એટલી સહીયા રાખો તો જ આ લાંબી રાજરમતમાં સમજ પડે.

દાદીની સમજમાં ને કોર્ટની સમજમાં તર્કશુદ્ધિ છે, પણ સત્યને પ્રકાશિત કરનારો શુદ્ધ અને પૂર્ણ તર્ક નથી. તર્ક આમ તો બુદ્ધિનું ઝીણું-મોટું ઘાસ છે ને તટસ્થતાને નામે કાયદો કાયમનો આંધળો છે – જેનેથી સત્યસૂર્યની સામે જોવાતું જ નથી. હીનોપમા વાપરીને કહું? સત્યનું મોઢું કાયદાને ઘણીયેવાર રાવણના જેવું, દશમાથાળું ને બિહામણું લાગે છે. લક્ષ્મણરેખાની બહાર પડીને સતીત્વને કસોટીએ ચડાવવાનું એને પાલવતું નથી. તર્ક પોતાની સીમામર્યાદાથી જ ટકી શકે છે, પોતાની બહાર એ કદી હોતો નથી. એ તથ્યો(ફેક્ટસ)ને ઓળખે છે, ઓળખાવે છે, પણ સત્ય લગી પહોંચવાની ના પાડે છે. કમ્પ્યુટર યુગમાં આજે તથ્યોની બોલબાલા છે, એમની જનરેશન્સ વિસ્તરી રહી છે. પણ સત્યો (ટ્રુથ્સ) ઉંદરડાંની જેમ અહીંતહીં નાસતાં ફરે છે, એમને સાચવનારાં દર પુરાઈ ગયાં છે.

આ સાલ જોકે સાપનાં દર પુરાઈ ગયાં નહીં, વરસાદ આવ્યો જ નહીં.

ખરે જ, ગુજરાતમાં દુષ્કાળ પ્રસરી રહ્યો છે. ત્યારે એક સાપને અમારા આંબા પર ચડેલો દીઠો'તો. આ અપશુકન કહેવાય છે. એમાં ઘોર દુકાળની આગાહી છે. ઇન્સેટથી મળતું ટીવી પરનું ચિત્ર રોજ રાતે ગુજરાતને ચોખ્ખુંચણાક દર્શાવે છે. હવે એકેય વાદળી અહીં ફરકવાની નથી. ત્યારે લાગતું હતું કે અનામતની ટાઢી ઠરશે. હવે તો એમ જ લાગે છે કે કોઈએ એને ગુજરાતમાંથી તડીપાર કર્યો છે. છાપાં, દુકાળ અછત ધાડ અને ભાવવધારાની હેડલાઈનો બાંધવા માંડ્યા છે, કમ્પોઝિટરો એના અસરકારક વિશેષણોની ખોળાખોળ કરી રહ્યા છે– જાણે એ પણ ખૂટી ગયાં છે. હવામાં ચોપાસ ઉત્તાપ અને બેચેનીભર્યો ઉકળાટ છે, પવન પડી ગયો છે. શરદનું આકાશ ભિખારીએ પહેરેલા વ્હાઇટ પાર્ટી-સૂટ જેવું બીભત્સ લાગે છે, એમાં સમૃદ્ધિની ગરિમા નથી.

રોજ સવારે દોડવા જઉં છું: બે દિવસ પર રસ્તે કાચબાનું બચ્ચું મળ્યું. બાજુના વિશાળ મેદાનની લાંબી મુસાફરી પછી એને આ ડામરનો રોડ ઓળંગવાનું નસીબ થયું હશે. થયું કે ઘેર લઈ જઉં, પાણીની ટાંકીમાં ઊછરી જશે, પણ પાપભયે ખંચકાઈ ગયો – મારી ચેષ્ટાથી જ મરી જાય તો? એક ભાઈ સાઇકલ પર આવતા'તા, તેમને ભળાવી દીધું કે એને પેલા ખાબોચિયામાં છોડી દેજો.

પણ મનને એક સવાલ સંતાપે છે: હવે તો ખાબોચિયું પણ સુકાઈ ગયું હશે. કાચબાનું શું થયું હશે? તમે કોઈના પણ મરણની વચ્ચે આવી શકતા નથી. સંભવ છે કે એની લૂખીસૂખી જીવનયાત્રા કોઈ બીજા ઊબડખાબડ રસ્તે ચાલતી પણ હોય. ન જાને.

બા કહે છે: અલ્યા ભઈ, આ તમારા અનામતિયાઓએ સેંકડો નિરદોષને રેંહી નાખ્યા, ત વરહાદ શેનો પડે! આટઆટલા મરી ખૂટ્યા તે અવગતિયા નહીં થયા હોય! વિચારવાની આ પણ એક પદ્ધતિ છે. એ જો સત્યપ્રકાશક હોય, તો કહો, એમાં કેટલી તાર્કિક છલાંગો લાગી હશે? કોઈ લેવી-સ્ટ્રૌસ જેવો નૃવંશવિદ કહી શકે, તમે કે હું નહીં.

ગઈકાલે અમારી કામવાળી એનાં 'બેન' પાસેથી એડવાન્સ લઈ ગઈ. જાણો છો શા માટે?—મને પત્નીએ પૂછ્યું અને તુર્ત જ ઉમેર્યું: ભૂવા બોલાવવા. એપ્રિલમાં એ સખત માંદી થઈ ગયેલી, મરતાં બચેલી. કહે કે ત્યારે ભૂવાઓએ એને જીવતદાન આપેલું. એ માટે, એના મરણની ઘાત એમણે

એના વરના બાપ પર ચડાવેલી. સસરા પર ચડાવેલી મરણઘાત હવે ઉતરાવવી તો પડે જ ને? એટલે ભૂવા બીજીવાર બોલાવ્યા. ભૂવા બિચારા ઘાત સસરાને માથેથી ઉતારીને નજીકના કોઈ બીજા સગા પર ચડાવશે.

નિયમ એવો છે કે ઘાત સ્વજન પર જ ચડાવી શકાય. તું તો એની મોટી સગલી છે, ઘાત હવે એ તારા પર ચડાવશે – મેં પત્નીને કહ્યું. એનો હસમુખો ઉત્તર આ હતો: જો એવું થશે ને, તો ઘાત છેલ્લે હું તમારા પર ચડાવરાવીશ. મને થયું, તો હું આ ખો જેવી ઘાત મારા કયા સ્વજન પર ચડાવવાનો?

બુદ્ધિ આજ ભડભડ ભડભડ બળે છે. એનું તર્પણ નથી થતું. આ શ્રદ્ધાના દિવસો છે, પશ્ચિમમાં પણ મૃતકોનો દિવસ મનાવાય છે. આવી પ્રાચીન પરમ્પરાઓ પાછળ કશો પણ તર્ક તો હશે જ ને? પણ એમાં, જેઓ જીવે છે તેમની તુષ્ટિનો કોઈ નુસખો નથી. બુદ્ધિ ચિરાયુ છે, મસ્તકના ઘારાને દૂઝતું રાખે છે. ચિરંજીવિત અશ્વત્થામાની જેમ એ મને સદા જિવાડવાની છે, મરણના વ્રણને નિત્ય લીલો રાખવાની છે.

ભૂવાઓ મૂઠ મારે છે, મૂઠ વાળે છે. એમની વિદ્યામાં ઍલોપથીની દેખીતી તર્કસંગતતા નથી. પણ રોગપ્રક્રિયાને કશી બીજી જ પ્રક્રિયાના ઉપચારથી નષ્ટ કરનારું પદ્ધતિસામ્ય તો છે જ. ચિકિત્સાનો પાયાનો ક્રમ કુદાવીને ભૂવાઓ સીધા જ થૅરપીસ્ટેજમાં દોડી જતા હોય છે. રોગ એમની નજરે માત્ર શારીરિક કે માત્ર માનસિક નથી – બંનેના મિશ્રસ્વરૂપે છે. એમણે જીવનને પણ મૃત્યુ પાસે અટકતું નથી કલ્પ્યું. નહીં તો, મરણની હેરાફેરીનો કીમિયો એમને સૂઝે જ શી રીતે? આ પ્રથાઓ પાછળની જીવનશૈલી નષ્ટ થઈ ગઈ છે. એ ગયા જમાનાની, અ-તર્ક (ઍ-લૉજિક) કે પ્રાક્-તર્ક(પ્રિ-લૉજિક)નો આશ્રય કરતી મિથિક વિચારસૃષ્ટિઓ આજે દન્તકથા બની ગઈ છે. વહેમ, અન્ધશ્રદ્ધા, શુકન-અપશુકન, દોરાધાગા, દેવદેવલાં કે બાધા-આખડીમાં એમનું વરવું ન્યૂનીકરણ થઈ ગયું છે.

હવે કોરા અને મર્યાદિત તર્કને સહારે મનુષ્ય જીવી રહ્યો છે. દૈવ કે ઈશ્વરને એની ચિત્તસૃષ્ટિમાં સ્થાન નથી. ધર્મ અને ક્રિયાકાણ્ડની જગ્યાએ માનવબુદ્ધિએ આજે વિજ્ઞાન અને ટેકનોલોજીને બેસાડ્યાં છે. નીતિ અને સદાચારની વ્યાખ્યાઓ હવે કાયદાપોથીથી થાય છે. કુદરતી શાસન અને ઈશ્વરી ન્યાયનું સ્થાન હવે કોર્ટોએ અને સંસદોએ લીધું છે. કશી પરમ સત્તા નહીં, રાજસત્તા માનવજાત પર આજે સર્વેસર્વા થઈને છવાઈ

ગઈ છે. માણસે હઠ લીધી છે કે પોતાનું ભાગ્યવિધાન પોતે જ કરશે... પણ વિમાનો તૂટી પડે છે, ધરતીકમ્પો થાય જ છે, ટાઈફ્નો બધું જમીનદોસ્ત કરીને રહે છે, લીલાસૂકા દુકાળ બધું ભરખીને રહે છે, તીર્થયાત્રાએ ગયેલી બસો ઊથલીને ખાઈઓમાં પડે જ છે. આ બધું માણસની બુદ્ધિને વિખેરી નાખે છે અને એને હતપ્રભ કરીને રહે છે. તાર્કિક કહેવાતી વિચારસરણીઓ અહીં ઊંધી પડે છે. આપણે ઊભાં રાખેલાં જીવનમૂલ્યો ક્ષણ વારમાં હવા બની જાય છે. માણસ પૂરો લાચાર અને નિર્ભ્રાન્ત થઈ જાય એવા એકાદ મહાવિનાશની વાર્ષિક વ્યવસ્થા સ્રષ્ટાએ કરી જ છે.

પણ પેલી ચિરાયુ બુદ્ધિ, કમરેથી વાંકી વળી ગયેલી ડગરી, ધૂળ ખંખેરીને બેઠી થઈ જાય છે. માણસને એ કહે છે : એમાં કંઈ મારો વાંક નથી! પોતાની સફાઈમાં ઘણુંઘણું બડબડતી, આપણને એ પાછી પહેલાની જેમ જ વળગે છે. આપણે પણ એને એવી જ વહાલી કરીએ છીએ... એટલે, વાત કાર્લ માર્ક્સે કરેલી તે જ વધારે સાચી છે. જીવિતોનો પ્રશ્ન અન્યાય છે. મનુષ્યનો પ્રશ્ન એ જ છે, ન કોઈ બીજો. મનુષ્ય જ એનો સ્રષ્ટા છે, ન કોઈ બીજો. અન્યાય, વિષમતા, જૂઠાણાં માણસે સરજ્યાં છે અને એ જ એને દૂર કરી શકે છે, ન કોઈ બીજો.

માર્ક્સની આ માનવકેન્દ્રી સમજ માનવીય શ્રદ્ધાનો પાયો છે. એ વિરોધ, વિદ્રોહ અને ક્રાન્તિને ખસૂસ પ્રેરે છે. તમે કેટલું ઝઝૂમી શકો છો એ સવાલોનો સવાલ છે. વાત પૂરા શઊરથી ઝઝૂમવાની છે, બકબક કરવાની નહીં. મહિમા ઝનૂની ભાષાનો નથી, વિદ્રોહશીલ અધિકૃત ઍક્શનનો છે. અધિકૃતતા( ઑથેન્ટિસિટી )ના અભાવે, સંભવ છે કે મનુષ્યકોપ વિફરીને સંહારલીલા ઊભી કરી દે, ક્રાન્તિઓ લોહિયાળ બની બેસે અને વિદ્રોહો યુદ્ધપરિણામી બની બેસે. આ વિષચક્રની માર્ક્સને ભાળ હતી – ગાંધી તો એને પ્રારમ્ભથી ઓળખતા હતા. અહિંસા વિનાના સત્યને કે સત્યાગ્રહને અધૂરો લેખીને, એમણે આધુનિક સભ્યતાને જુદી જ દિશા બતાવી છે. માર્ક્સ ગાંધીમાં સુધરે છે અને સમ્પૂર્તિ પામે છે – જો કે આપણને બેયનો એટલો જ ખપ છે. લેખાન્તે તારીખ લખતાં યાદ આવ્યું કે આજે ગાંધીજયન્તી છે...

૨-૧૦-૮૫
૮-૧૦-૮૫

## ૨૦

# સુમનનું મન

આ પાર જમુના, આ પાર ગંગા. નવાય એટલું નાઉં. પુણ્ય કમાઉં એટલું મારું. આ તરફ ટીવી-ટાવર, આ તરફ યુનિ (વર્સિટી) – ટાવર. વચ્ચે રાતોરાત ફેલાઈને પડેલું સ્વામિનારાયણનગર. ધરમનાં પોટલે પોટલાં બાંધી લો. આ અમારી સ્પેશ્યલ ઑફર છે. અફર ઑફર. મળસ્કાથી મધરાત લગણ ચાલુ છે, રોજેરોજ. ભજન-ભોજન ફ્રી છે, પાર્કિંગ વિનામૂલ્યે કરી શકશો. આવો અને ધન્ય થાઓ. ભવસાગર તરી જવાનું સાફલ્યટાણું રખે ચૂકતા. લાલદરવાજા અને કાલુપુર સુધીની અસવ્યવસ્થા ય રાખી છે. ટાઢ ન વાય એવા તમ્બૂ તાણ્યા છે. પતરાં ને પાલાંની મૂતરડીઓ પણ છે. વળી હટાણું ય કરી શકશો, બધી વસ્તુના સ્ટૉલ નાખ્યા છે. દેશભરના મોટા મોટા વિદ્વાનો રોજ ધર્મ-પ્રવચનો પીરસે છે. (બિચારા) નાની પાલખીવાળાનું ય આ સાંડળિકોમાં નામ હતું. વી. પી. સિંહ આવી ગયા, બીજા ઘણા આવનાર છે. કોઈ વીઆઈપીથી ન પણ અવાય. ચિન્તા નહીં, પ્રભુ-કીર્તન અહોરાત ચાલુ છે.

કથરોટમાં ગંગા ઊમટી છે, પણ સુમનનું મન ચંગુ થતું નથી. ઘર-આંગણાનો લહાવો એ અભાગિયા જીવથી લેવાતો નથી. બે માસ તો ચપટીમાં પૂરા થઈ જશે. કાલ કોણે દીઠી છે? પણ...જવા દો, મૂરખ છે! આ બુદ્ધિવાળા ધરમકરમમા કાંઈ સમજતા નથી. પરધાનો એમન.થી લાખ દરજ્જે હારા, બધું પલકારામાં હમજી જાય...!

ખરે જ, મૂંઝવણના અસમંજસ દિવસો છે. કશી ગમ પડતી નથી કે

શું કરવું આ જિન્દગીનું. ઍપ્રિલ-મેમાં કૅમ્પસ ખાવા ધાતું'તું.. મિલિટરીની વાનો ગસ્ત લગાવતી'તી. રસોડામાં રકાબી ખખડે તો ય. કાન ફાટી જવાની ધાસ્તી રહેતી'તી – ચોપાસ ભેંકાર શાન્તિ સમ-સમતી'તી. અમદાવાદને બરડે અનામતની એ છૂરાભોંક હજી દૂઝે છે.. પણ સ્વામિનારાયણનગરમા ધર્મનો જયજયકાર છે. આ ભાગના. અમદાવાદમાં ઓચ્છવ ઑચ્છવ છે. ગુજરાતના ગામેગામથી ધર્મપ્રેમી લોક ઠલવાતું રહે છે. માણસો બસોમાં ને ટ્રકોમાં આવે છે. જુઓ તો, ખટારામાં પાછળ ચપોચપ ઊભાં રહી ગયાં છે. સ્ત્રી-પુરુષનો ભેદ નથી,. નાનાંમોટાંની શરમ નથી. ઘરડાં જવાન કુંવારાં પરણેલાં રાડેલાં માંડેલાં બધાં એક અને એકાગ્ર છે. ઓછું હોય એમ ખટારાના હેલકારા આવે છે. હસાહસીમા છૂતાછૂતો ક્યાંય ખરી ગઈ છે. આગળ. ધર્મની ધોળી ધજા ફરફરે છે. સાધુઓ ભલે સ્ત્રી-દર્શનથી વંચિત રહેતા,. સ્પર્શસુખને એ ભલા શું જાણે ? આવા આવા ધર્મલાભની લકઝરીઓ આવે છે. સોરઠ ને બરડાનાં ઊંડાણનાં ગામોથી સાસુઓ જેવી પ્રૌઢા ઍમ્બેસેડરો આવે છે.

દરેકમાં દસબાર પૅસેન્જર હોય છે – વહુવારુઓ, ભૂલકાં, જમાઈઓ ને ડોશીઓથી ખચાખચ ભરેલી કારો પર જય સ્વામિનારાયણનાં બૅનર લગાડેલાં છે. ખાંપણના રંગના લાલ કાપડ પરના એ રૂપેરી અક્ષરોનું પૅઈન્ટ ખાસ્સું ચમકે છે. મહીં મંજીરા અને ઢોલ આછું ધમકે છે. કાનુડાનાં પદોની ભાંગીતૂટી પંક્તિઓ કૅમ્પસની વહેલી સવારોમાં અહીં-તહીં રઝળે છે, જોગિન્ગ કરનારાના પગોમાં. L લગાડી મારુતિનું ડ્રાઈવિન્ગ શીખતી ગૃહિણીની ચકળવકળ આંખોમાં, આ ધાર્મિકતા બિચારી અટ-વાઈને પાછી પડે છે. બધું નરવા તરલ સૂર્યપ્રકાશથી છવરાયેલું છે,. છતાં છૂટું અને બેહૂદું લાગે છે. ટીવી-ટાવર, યુનિ-ટાવર અને વચ્ચેના નિજ મન્દિર પરના શિખર-કળશનો કશો સમ્બન્ધ જોડવામાં હું નિષ્ફળ નીવડું છું. એમની વચ્ચે સૂત્રલોપ થયો છે, ને તેથી ઉદાસ. છું. બપોરે, ટ્રેઈલર લગાડેલાં ટ્રૅકટરો લોઢાનો ખખડાટ મચાવતાં, ધર્મ-નગરનો કચરો ક્યાંક ઉશેટવા વહી જાય છે. ત્યારે પણ નિરાશા ખસતી નથી. બલકે મુખરિત થાય છે ..

ટેકનોક્રેટ સમાજોમાં ધર્મને નામે મીંડું છે. પશ્ચિમમાં રવિવારીય ચર્ચ–

અને ઈસ્ટર કે નાતાલની ફેસ્ટિવિટી(આનન્દ-પ્રમોદ)માં ખ્રિસ્તી ધાર્મિકતા વર્ષોથી નામશેષ થઈ ગઈ છે. વિજ્ઞાન-સંસ્કૃતિથી ધમધમતા એ દેશોમાં ઉદ્યોગગૃહો અને શહેરી વસાહતો રોજ ઢગલાબંધ કચરો ખડકયે રાખે છે. અર્બન જન્ક (શહેરી કચરો) આધુનિક સભ્યતામાં એક મોટી સમસ્યા છે. જપાન, જર્મની, ફ્રાન્સ કે અમેરિકા જેવા દેશોને એના નિકાલની વ્યવસ્થાઓ અવારનવાર વિચારવી પડે છે. એના ઉપયોગી રીસાઈકલિન્ગ માટે મગજ દોડાવવું પડે છે. ભારત જેવા વિકાસશીલ દેશોમાં પરમ્પરાગત ધર્મ-સંસ્કૃતિ નષ્ટ થઈ ચૂકી છે. છતાં એનાં ભ્રષ્ટ સ્વરૂપો પ્રગતિને આંતરે છે, કહો કે આંટી ખવરાવે છે. અનેક ધર્મો, દેવો, ગુરુઓ, સમ્પ્રદાયો ને ફિરકાઓની આપણી આ પોલિમોર્ફસ (બહુ-રૂપી) સભ્યતામાં ધરમનામી કચરો નરી આંખે ના દેખાય તેવી, આચ્છાદિત સમસ્યા છે. વારતહેવારના ઉત્સવો વડે એનું રીસાઈકલિન્ગ આપોઆપ હેંડ્યા જ કરે છે. સંવેદનશીલ જીવોને અંદરથી અમળાવે તેવા આ 'ધાર્મિક' પ્રદૂષણની ચિન્તા કરીએ એટલી ઓછી છે. એ અર્થે કિશોરલાલ મશરૂવાળાઓ, પ્રબોધ ચોકસીઓ, સુરેશ જોષીઓ ને લાભશંકર ઠાકરો હમેશાં ઓછા પડવાના છે. લોકો તો સ્થિતસ્ય સમર્થનમ્ કરવાનું ઢીલું માનસ ધરાવતા હોય છે. પારણામે, ગરીબી જીવતી જર્જર પ્રજાનો જયવારો આવો ને આવો હડસેલાય છે. ધર્મમેળાવાળા થોડા થોડા મહિને ભાગવતો ને રામાયણોના એનાએ કૂચા મૂઢ લોકટોળાંને નીચે રાખે છે. કહેવાતા વિદ્વાનો એની જુદી જુદી ભાષામાં પુષ્ટિ કરે છે. આવી તત્સમ વૃત્તિથી જીવન ઝૂઝવાની તાકાત નથી મળતી. દીનના દીન અને હીનના હીન જ રહેવાય છે સપ્તાહનું 'ભાથું' તો ઘેર પહોંચતાંમાં જ ખતમ થઈ જાય છે. રિલિજિયસ જન્કિટ (ધરમની ઉજાણી) આજે પ્રચ્છન્ન સ્વરૂપે શોષણખોર છે, એનું લિન્કેજ પોલિટિકલ છે એમાં એજન્ટો સિવાય કોઈનું પેટ ભરાતું નથી અને બૌદ્ધિકોને તો એમાં કશું સ્થાન જ નથી.

ભગવાન સ્વામિનારાયણ ઉપદેશ માટે નગર નગર ફર્યા હતા, ગામેગામ રઝળ્યા હતા. શેરીઓમાં ફરીને, ઘેર ઘેર જઈને ધરમની વાત એમણે લોકોના કાનમાં કરેલી. ફિલસૂફીની છાંટ વિનાનાં એમનાં સીધાંસાદાં વચનામૃતો વડે એમણે પ્રજાની ફણે ચૂંટી ખણેલી. ભભક અને દેખાડા

વિનાની એમની દષ્ટિ જીવન-વાસ્તવિક હતી. એમની પદ્ધતિમાં ફટાટોપ નહોતો, નિરાડમ્બર કરુણા હતી. બુદ્ધ અને મહાવીરની માફક ઉપદેશ એમણે પોતાની ગરજે આપેલો. એમાં ટોળાંલક્ષી ખર્ચાળ જાહોજલાલીને જગા નહોતી – વ્યક્તિના હૃદય લગી પહોંચવાની તલપ હતી. એવાં ઊંડા અર્થમાં સ્વામિનારાયણ ખુદગરજી સન્ત હતા. ઉન્નતભ્રૂ પંડિતો અને ભોળા દીસતા રાજવીઓના આશ્રયે ચમકતાદમકતા ધર્મને એમણે પ્રજાભોગ્ય બનાવેલો. એ દૂષિત ગઠબંધનનું એમના જીવનપુરુષાર્થથી નિરસન થયેલું.

આજનાં તોતિંગ ધર્મનગરો કામચલાઉ કહેવાય છે, પણ એ પાછળના અઢળક વ્યયને વિશે બધા બેતમા હોય છે. તો બીજી તરફ, કરોડોની મિલકતો ઊભી કરતાં ધર્મસંસ્થાનો ને સ્ફટિક મંદિરો પ્રસારલોભી અને કીર્તિલોલુપ છે. ધાર્મિકતાનું આવું ધનકેન્દ્રી એકીકરણ પોતે જ એક બિન-ધાર્મિક, અને ક્યારેક તો અનૈતિક એવી ઘૃણ્ય પ્રવૃત્તિ છે. એમાં સંતોની નિર્ભેળ સાદગી રોળાઈ જાય છે. માણસના અંતરમાં સૂતેલી ધર્મવૃત્તિને કેળવવાનો કીમિયો આવો ન હોય.

પ્રચણ્ડતા (ઇનૉર્મિટી) સ્વભાવે વૈભવશાળી છે, એથી અધ્યાત્મિકતાને વિકસાવી શકાતી નથી. જાતને અને બીજાને છેતરવાની રમણીય પદ્ધતિઓ એ વડે જડે છે ખરી, જીવન-સમજનો મર્મ કદી ખૂલતો નથી. કલોઝલ મસીહા ભગવાન શ્રી રજનીશનો કરુણ રકાસ સૂચક છે. યાદ એટલું જ રાખવાનુ છે, કે જન્ક્રિટનો જન્ક કરવા માટે દરેક વખતે વિદેશ જવું પડે એમ નથી, ધનથી ધર્મને રગદોળવાની દેશી રસમો કમ્પ્યુટર ક્રાન્તિની સમાન્તરે સેટ થતી આવે છે.

એક દલીલ બાકી રહે છે: આટલા બધા લોકોની શ્રદ્ધા જૂઠી ના હોય. આ દલીલ કુમ્ભમેળાની અને લક્ષ્મણ-ઝૂલાની મેદનીઓ જોઈને કાકાસાહેબ કાલેલકરે પણ કરી હતી. પણ મારું મન એ સ્વીકારવા તૈયાર નથી. કેમકે એમ માનવું તે એવી જ શ્રદ્ધાનો પ્રકાર છે, એવા જ વ્યામોહનો સંવિભાગ છે. ભક્તિ અંગત અને ખાનગી બાબત છે. બોલાવીને કોઈને ભગત ના બનાવાય. ટોળાંઓમાં વ્યક્તિઓ નથી હોતી, જિજ્ઞાસુ આત્મ-

શ્રદ્ધાવાનો તો હોય જ ક્યાંથી? દીવો સૂના અન્તરની એકલ ક્યારીએ પ્રગટે છે—વીજળીની સળીઓના ઝાકઝમાળ વચ્ચે નહીં.

પ્રભુ તો મીરાંની ન્યોછાવરીને વર્યા હતા...ગોધૂલિ ભેદીને ચાલી જતી એ શ્વેત વસ્ત્રધારિણીને આ ધુમાડિયાં શહેરમાં અકારણ જ શોધું છું. પણ કરતાલ અને તાનપુરાની એ લેલીનતા આ ઘોંઘાટમાં ક્યાંયે ડૂબી ગઈ છે. બધું ડૂબતું છે...તરે છે માત્ર નિરાશા...

૧૨–૧૦–૮૫
૨૯–૧૧–૮૫

૨૧

# મરણિયાવેડાનો ઉપાય...?

તમે હાથમાં રિવૉલ્વર પકડી લો, તો કોઈને ને કોઈને વીંધીને રહો. આપઘાત અને ખૂનના ઘણા કિસ્સા હાથમાં રિવૉલ્વર પકડી લેવાથી થતા હોય છે. કશુંક દુર્દાન્ત એવું માણસમાં જરૂર છે: તમને અંદરથી ફરજ પડે છે ને તમે ઘોડો દબાવી દો છો. ૪૫ ડિગ્રીનો આ એક એવો ઢોળાવ છે, જે પરથી તમે અનિવાર્યપણે લપસીને જ રહો! — આ માન્યતા દોસ્તોએવ્સ્કીની એક લઘુ નવલના નાયકની છે, નવલનું નામ છે 'ધી મીક વન.' એની બિચારાની વાત એકદમ સાચી છે.

સંસારમાં બધાં પ્રાણીઓ લડે-ઝઘડે છે. ચકલાં ઇયળો કે કીડી-મંકોડા ખાઈ જાય છે, તો એમને વળી કૂતરાં-બિલાડાં ઝડપી પાડે છે. સૃષ્ટિમાં જીવન સંઘર્ષ અનિવાર્ય છે, કહો કે રમતનો એક ભાગ છે. પરમ લીલા એ વડે ટકી છે. પણ પશુ-પંખીઓમાં ખૂન ખરાબા નથી, એ લોકો હત્યા કે આત્મહત્યા નથી કરતાં. મોટી માછલી નાની માછલીઓનો ખોરાક તરીકે ઉપયોગ જરૂર કરે છે. અનેક જળચરો માછલાં ગળીને જીવી લે છે. પશુઓ, પંખીઓ કે મનુષ્ય સિવાયના તમામ સજીવો પોતાના અસ્તિત્વને સહજભાવે ટકાવી રાખે છે. પરંતુ તેઓ કદી બીજાનું જીવન ટૂંકાવી નાખતાં નથી, કે પોતાની જીવાદોરી પોતાના જ હાથે ટૂંપાવી દેતા નથી. એ વિશેષ તો મનુષ્યનો છે. મનુષ્ય જીવનદ્રોહી છે. કબૂતરે કદી આપઘાત નથી કર્યો. કોઈ પાડાએ કદી બીજા પાડાનું ખૂન નથી કર્યું કે અનેક વરુઓએ ભેગાં મળીને, યોજનાપૂર્વક ગાયોના ધણને હણી નથી નાખ્યું, પંખીઓની કોઈ ટોળીની પર ટોળું બનીને બીજા

જીવો કદી ત્રાટક્યા નથી. આ બધું મનુષ્ય જ કરી શકે છે. એ અર્થે એણે પોતાની બુદ્ધિને તેમજ બધી ઇન્દ્રિયોને સુગઠિત કરીને વિકસાવી છે, શસ્ત્રો લગી વિસ્તારી છે. મનુષ્યબુદ્ધિનો એ પ્રતાપ આજે ચોપાસ ખીલી ઊઠયો છે.

જીવહત્યા નહીં, માનવહત્યા (હોમિસાઈડ) કરવાનું અભૂતપૂર્વ સામર્થ્ય આપણે વિકસાવી લીધું છે. બધાં ભૂતો લડવાડિયાં – યુયુત્સુ – જરૂર છે, પણ માણસે પોતાની યુયુત્સાને બરાબર શણગારી છે. એ કહે છે કે હું થોડીક ક્ષણોમાં આ ધરતી પરથી માનવજાતનું નિકંદન કાઢી શકું છું. પણ એ એવું કોને કહે છે? અને શા માટે કહે છે? એનું માનસ એની જાણ બહાર આત્મઘાતી (સ્યૂઈસાઈડલ) થઈ ગયું છે. પરશુરામ પૃથ્વીને ન-ક્ષત્રી કરવા નીકળેલા, માણસ આજે એને ન-માનુષી કરવા જાણે કે ટાંપીને બેઠો છે.

સર્રિઆલિસ્ટ (અતિ વાસ્તવવાદી) કવિ આન્દ્રે બ્રેંતોએ સદીની પહેલી પચીસી દરમ્યાન એમ કહેલું કે મનુષ્ય રીઢો સ્વપ્નદ્રષ્ટા છે. એનું એક સ્વપ્ન ઊંધું પડે, તો બીજું એ તરત જ રચી લે છે. પણ હવે આવું કહી શકાશે નહીં. સંસ્કૃતિ આજે ઈસુની વીસમી સદીને આરે ઊભી છે, પણ એની સામે એકેય સ્વપ્ન બચ્યું નથી. મનુષ્ય હવે તો હિંસ્ર અને રીઢો યુયુત્સુ વધારે લાગે છે.

બે વિશ્વયુદ્ધો પછી, જો કે એણે જરા જુદો જ બોધપાઠ લીધો છે: ત્રીજું વિશ્વયુદ્ધ ના થવા દેવું હોય, તો એક જ માર્ગ રહ્યો છે. વધુ ને વધુ શસ્ત્રો ભેગાં કરો. તમારી પાસે જેટલાં વધારે શસ્ત્રો હશે તેટલું તમારું વધારે રક્ષણ થશે. અને જો તમારી પાસે અણુશસ્ત્રો હશે, તો તમારો વાળ પણ વાંકો નહીં થાય, બલકે તમે બીજાનું રક્ષણ કરવાને સમર્થ બનશો! કોઈ પ્લેગ કે મહામારીની જેમ બધા રાષ્ટ્રોમાં રોજે-રોજ હવે શસ્ત્રો ફેલાઈ રહ્યાં છે. કોઈ પણ કુદરતી આફત કરતા રાષ્ટ્રોનું આ શસ્ત્રીકરણ અતિ ભયાનક ચીજ છે. પણ માણસ એથી બીતો નથી; કેમકે એ એને આફત જ ક્યાં ગણે છે? નિઃશસ્ત્રીકરણની વાત હવે એક કાલગ્રસ્ત ફિલસૂફી સનાય છે. માનવતાની ચર્ચાને બૌદ્ધિકો પણ સૂગથી જુએ છે. મૂલ્યો વિશેની કશી પણ આઈડિઓલોજી હવે 'ક્લિશે' (ચર્વિતચર્વણા)માં ખપે છે, 'શિક' (રોલીવેડા) કહેવાય છે.

આજે સંસારમાં વિચારનો નહીં, ક્રિયા – ઍક્શન – નો મહિમા છે. એ ક્રિયાને કોઈ ભૂમિકા નથી. કશી ધાર્મિકતા કે આધ્યાત્મિકતા વિના માણસ બસ મચી પડ્યો છે. વિજ્ઞાન અને ટેકનોલૉજીએ એને સાવ લવારફૂટિયો બનાવી દીધો છે. રોબોટ યન્ત્ર-માનવ જે અને જેટલું કામ આપે એ ખરું, ગાઇડેડ મિસાઇલ વપરાય ત્યારે ખરી. પણ માણસનું આજે આસાનીથી યન્ત્ર-માનવમાં રૂપાન્તર કરી શકાયું છે. એનો તમે યથેચ્છ ઉપયોગ કરી શકો છો. કશા પણ અંગત કારણ વિના, માણસ આજે ઘેરથી નીકળીને નિશ્ચિત વ્યક્તિને ગોળીએ મારી શકે છે. મારાઓ જોઈએ એટલા ભાડે કે વેચાતા મળવા લાગ્યા છે. વ્યક્તિને પૂરા છળ-કપટથી હણી નાખવાની તાલિમો અપાય છે, એની નિશાળો નીકળી છે. ‘સ્યૂઈસાઈડલ સ્કવૉડ’ આપણા જમાનાની પેદાશ છે. ટૅરરિઝમ યુદ્ધોત્તર વિશ્વની દેણ છે. કોઈ પણ અપરિચિતનું ઢીમ ઢાળીને સુખી તો કેમ થવાય? હત્યારાએ મર્યે જ છૂટકો. જાતે ન મરે, તો એને મારતાં એના માલિકોને કશી વાર ક્યાં થવાની છે?

આ મરણિયાવેડા એમ સૂચવે છે કે માણસજાત વધુ ને વધુ જડ થતી આવે છે. કરુણતા એવી છે કે વિદ્યાસમ્પન્ન સમાજોનું જ જાડ્ય નષ્ટ થતું નથી! રેગન એવા આધુનિક સમાજની નીપજ છે. આ સનકી આદમી સ્ટારવૉર – પ્રોગ્રામને ‘સંરક્ષક’ લેખે છે! માનવજાતને યુદ્ધમુક્ત કરવાની આ જાણે કે મૌલિક અને અપૂર્વ રીત ન હોય! ખરા વિજ્ઞાની-ઓએ સ્ટારવૉર્સની બુનિયાદને હાસ્યાસ્પદ ગણી છે. જેમનો અંતરાત્મા હજી મરી પરવાર્યો નથી એવો કોઈપણ બૌદ્ધિક આ ચેષ્ટાને મહા ભયાનક લેખે છે. વૉરફેર આજના યન્ત્રવિજ્ઞાનની નેગેટિવ પ્રોડક્ટ છે. ધનાઢ્ય દેશોએ શસ્ત્રોદ્યોગને કશા હિચકિચાટ વિના વિકસાવ્યો છે. યુદ્ધ માટે સુસજ્જ રહેવાની ત્રીજા વિશ્વના દેશોને હવે પાકી જરૂર લાગે છે.

આમ તો, માણસને માણસ જોડે વેર હોવાનાં કારણો ખતમ થઈ ગયાં છે. રાષ્ટ્રોના સીમાડા નક્કી થઈ ચૂક્યા છે અને ધરતીના ભાગલાગ પ્રજાઓએ ક્યારના સમજી લીધેલા છે. છતાં, કોઈપણ જરૂરી ઉત્પાદનની જેમ શસ્ત્રોનો વેપાર પણ હવે ખુલ્લેઆમ થાય છે. શસ્ત્ર ખરીદવાની વ્યક્તિને છૂટ નથી, પણ નેતાઓ એના હસતે મોંએ સોદા કરે છે. સાંસ્કૃતિક યાત્રાએ નીકળેલા વડા પ્રધાન મિગ, જાગ્વાર કે મિરાજનું

ગોઠવી આપે, તો એમને વધાવી લેવાય છે દારૂખાનું જોઈ બાળક રાજી રાજી થઈ જાય એમ પ્રજાઓ શસ્ત્રોનો સરંજામ જોઈ ખુશ ખુશ થઈ જાય છે. વિકાસશીલ દેશોનો આ બાલિશ મૂડ ચિન્ત્ય છે. પણ યુદ્ધની કથા આટલી જ નથી, એમાં કરુણતાઓનું અપાર વૈવિધ્ય છે.

જેમકે, શસ્ત્રો ખરીદનારા દેશો જ બિનજોડાણવાદની પરિષદો ભરે છે. ઇન્દિરાજી પછી રાજીવ ગાંધીએ જવાહરલાલની નિઃશસ્ત્રીકરણ અને વિશ્વશાન્તિની નીતિ દૃઢ કરી છે. છતાં, વિશ્વમાં 'પરમાણુમુક્ત ક્ષેત્ર' વિસ્તરે એવી આપણી અભિલાષા અભિલાષા જ રહી છે. શસ્ત્રો સંઘરવાં ને 'શાન્તિ ક્ષેત્ર'નો અભરખો રાખવો એ બે વાત વિરોધાભાસી અને સંદિગ્ધ છે. એણે ખરીદ્યાં, માટે અમે ખરીદીએ છીએ – વાળી વાતમાં વ્યવહારુ શાણપણ છે, કશું મૂળગામી ડહાપણ નહીં. વર્ષમાં આઠ-દસ અણુબૉમ્બ બનાવી શકે એવી અણુભઠ્ઠી વિકસાવીને કહેવું કે અણુબૉમ્બ અમારો નાછૂટકાનો પ્રયોગ હશે, તરણોપાય હશે એ મનમનાવણ છે. મર્યાદિત શસ્ત્રનીતિ મધ્યમ માર્ગ છે, પણ આ દાખલામાં આવકાર્ય નથી. એમાં રહેલું અવઢવ (હેઝિટેશન)નું માનસ એક દિ' પોતાનો રસ્તો કરે જ.

સવાલ શસ્ત્ર માત્રને નષ્ટ કરવાનો છે, યુદ્ધસમ્ભવને હંમેશને માટે નિર્મૂળ કરવાનો છે. એ સાચું છે કે માનવજાતનું ભાવિ આજે બેએક વિશ્વ-નેતાઓના દિલોદિમાગ પર અવલમ્બે છે. રેગન જેવાનું એકાદ ક્રૂરીલ બ્રેન-વેવ વ્યાપક સંહારલીલાને નોતરી શકે છે. પણ એનો ઉપાય શો? ઉપાય એક જ છે: કાં તો સંસારમાંની પાગલ નેતાગીરીને ખતમ કરો, અથવા તો ધરતીને સમ્પૂર્ણપણે નિઃશસ્ત્રી કરો. રિવૉલ્વર જ ન હોય તો માણસ, સંભવ છે કે હાથ ઘસતો ટાઢો પડે.

યુદ્ધની વિભીષિકાનો જપાન, કોરિયા અને વિયેતનામે સાક્ષાત અનુભવ કર્યો છે ઈરાન-ઈરાક યુદ્ધના અનુસન્ધાનમાં, બૈરુત કે લેબેનોનમાં રોજે-રોજ બૉમ્બ-વિસ્ફોટો શહેરની શેરીઓમાં ચાલુ છે. આ પ્રજાઓ યુદ્ધને અંતરતમથી ધિક્કારે છે. 'ન્યૂક્લિઅર હોલકોસ્ટ' એક રૂપાળો શબ્દ-ગુચ્છ છે – બાકી અણુ-શક્તિના વિધ્વંસને જે જીવે એ જ જાણે. બિન-અનુભવી પ્રજાઓ સ્વાભાવિક રીતે જ શસ્ત્રતરફી હોય છે! એ હજી નિર્ભ્રાન્ત થઈ નથી.

પહેલો વિકલ્પ ચે ગુએવારા અને અમેરિકન માફિઆએ અપનાવેલો. એમની ટેરર પણ વિધાયક હતી, લોકપ્રિય પણ થઈ હતી મદીર લોકશાહોની સાન એમણે ઠેકાણે રાખેલી. પણ આજકાલનું ટૅરરિઝમ કમર્શિઅલ છે, એને કોઈ વિચારનું પીઠબળ નથી. એ માત્ર તકવાદી અને વેચાઉ છે. ઇન્દિરાજી અને હરચંદસિંહ લોંગોવાલની ઘરઆંગણાની હત્યાઓમાં ટેરરિઝમનું એ છેલ્લું ભ્રષ્ટ રૂપ જોવા મળ્યું છે. કલાકારો, સાહિત્યકારો, પત્રકારો અને બૌદ્ધિકોનો વિષય તો બીજો વિકલ્પ છે: ઝુંબેશ જગવવી: શસ્ત્ર માત્રને નષ્ટ કરો, પૃથ્વીને નિઃશસ્ત્રી બનાવો. સ્પષ્ટ છે કે આ ઝુંબેશ જેટલી ક્રિયાતરફી હશે, એટલી જ સાર્થક નીવડશે.

૨૬-૮-૮૫
૧૦-૯-૮૫

## ૨૨

## કમ્પ્યૂટર વિશે...

રાજીવ ગાંધી દિલ્હીના તખ્તે આરૂઢ થયા તે પછી, દેશના આકાશમાં બે વાતોના રંગીન પતંગ ચગેલા છે: પહેલી વાતો 'ન્યૂક્લિઅર હોલ-કોસ્ટ'(અણુ-વિધ્વંસ)ની છે અને બીજી 'કમ્પ્યૂટર ક્રાન્તિ'ની. (મહેરબાની કરીને 'કમ્પ્યૂટર'નો ઉચ્ચાર 'કોમ્પ્યુટર' ન કરશો.) બંનેમાં, દેશવાસીઓનું જ્ઞાન-અજ્ઞાન ભૂસાના પડીકાની જેમ સંભરેલું છે. ટીવી-સીરિઅલ 'સ્ટાર ટ્રેક'ના હીરો, કેપ્ટન કર્કે એકવાર વાતવાતમાં કહેલું : 'રિસ્ક ઈઝ અવર બિઝનેસ!' જોખમ આમે ય પશ્ચિમી પ્રજાનો વ્યવસાય છે. કર્કની આ વાત મને રેગનના દિલોદિમાગ સાથે મળતી લાગી છે. એમનો 'સ્ટાર-વૉર્સ-પ્રોગ્રામ' ભયાનક સ્વરૂપે જોખમી છે, છતાં એને એક 'ડિફેન્સ મિકેનિઝમ' તરીકે ઘટાવતાં એમને કશો ખચકાટ થતો નથી. તાજેતરની જીનિવા ખાતેની શિખર-મન્ત્રણાઓમાં આપણે જોયું કે એમના એક નંબરના પ્રતિસ્પર્ધી ગોર્બાચેવ પણ ભારે પાકા માણસ છે. ઝેરથી ઝેર મરે કે હીરાથી હીરો કપાય એ વાતો હવે સાચી નથી રહી. બે બ્લૉકની દુનિયા ક્યારની મટી ગઈ છે રાવણનો ધ્વંસ કરવા નીકળેલો પણ રાવણ છે – કંઈ નહિ તો, રામ તો નથી જ. પરિણામે, ત્રીજા વિશ્વના બૌદ્ધિકોને લાગે અને ભાગ્યે, અણુ-વિધ્વંસની શાબ્દિક ચર્ચાઓ આવી છે. તમે દુનિયાને નિઃશસ્ત્રી કરવા ભાષાના ઓજારથી ઝઝૂમવું હોય એટલું ઝઝૂમી શકો છો. કાર્લ સગાને હમણાં જ કહ્યું હતું કે પૃથ્વી પર પંચાવન હજાર જેટલાં અણુશસ્ત્રો તો દેખાય અને ગણી શકાય તેવાં ઉઘાડાં છે. બીજાંની તો શી ખબર! વિકાસ-

શીલ દેશોના લોકો આવી બધી માહિતીથી રોજેરોજ આક્રાન્ત થતા રહે છે. અણુસ્પર્ધકો, ભૂગર્ભ ધડાકો કરતાં કરતાં, નૂતન વર્ષનાં અભિનન્દન એકમેકને હસિત વદને આપીને દુનિયાને મુગ્ધ બનાવે છે. હવે, ભિખારી પ્રજાઓના રાંક નેતાઓ બિનજોડાણવાદી સૂત્રે જોડાવા ચાહે છે. એમને એનું રસાયન રાજીવજી જેવામાં દેખાય છે એ પણ વિધિનો ક્રૂર ખેલ છે. કહે છે કે 'ન્યૂ ક્લિઅર હોલકોસ્ટ' જેવા વિષયો ચર્ચા કરવાથી બૌદ્ધિક વ્યાયામ ઉપરાન્ત, સારો એવો પુરસ્કાર પણ મળે છે...

કમ્પ્યૂટર, પ્રારમ્ભે એક સાદું ગણકયન્ત્ર હતું. પછી એનું કદ વધ્યું. જો કે કારખાનાં જેવાં તોતિંગ કમ્પ્યૂટરોનો જમાનો હવે આથમી ગયો છે. સો મિલિઅન ફ્રીક્સ એક સેકન્ડમાં આવરી શકે એવા એક સુપર-કમ્પ્યૂટરથી આપણે ભારતને માહિતીબદ્ધ કરવાના છીએ. માનવજાતે કૃષિ-ક્રાન્તિ પછી ઔદ્યોગિક-ક્રાન્તિ વખતે મોટી પ્રગતિફાળ ભરી હતી. કમ્પ્યૂટરે સરજેલી પ્રવર્તમાન માહિતી-ક્રાન્તિનું વય ૪૦-૫૦ વર્ષથી વધુ નથી. છતાં એનો પ્રભાવ આગલી બેય ક્રાન્તિઓનું વિસ્મરણ કરાવે તેવો છે. કમ્પ્યૂટરમાં અભૂતપૂર્વ એવો ઈલેક્ટ્રોનિક તબક્કો શરૂ થતાં, સદીઓ જૂના માનવસમાજોનું માહિતી-સમાજોમાં રૂપાન્તર થવા માંડયું છે. એટલે, કેટલાક પ્રગતિવાંછુઓ કમ્પ્યૂટરને હવે માનવચિત્તનું બરોબરિયું ગણવા લાગ્યા છે. જો કે, નિષ્ણાતોમાંના સાત્ત્વિક વિજ્ઞાનીઓને એ વિશે શંકાઓ છે.

રાજીવ ગાંધી સમેતના તમામ શાસકો અને તેમની સરકારો આ નવતર મશીનને સારુ તલપે છે. એ લોકોની એવી સમજ છે કે પ્રજાના કલ્યાણનો પોતાનો પુરુષાર્થ કમ્પ્યૂટરથી ઝડપી અને સરળ બનશે. અમેરિકા અને જપાનની સરકારોએ લાખો-કરોડો ડૉલરોનુ આ માટે આંધણ મૂકયું છે.

જપાનવાસીઓ માનવચિત્તની બધી જ પ્રક્રિયાઓ ધરાવતું એક નવું કમ્પ્યૂટર વિકસાવી રહ્યા છે. એ લોકો એને કમ્પ્યૂટરોની 'ફિફ્થ જનરેશન'નું ગણે છે અને કહે છે કે આ દાયકાને અન્તે, એટલે કે ૧૯૯૦ આસપાસ એનો જન્મ થઈ ગયો હશે. આ અપૂર્વ કમ્પ્યૂટર, જગતની ઘણી માનવભાષાઓ બોલતું હશે, સમજતું પણ હશે. તમારા માટે એ વિચારો કરી શકશે, તમારા વિચારો સમજી પણ લેશે. એની

મદદથી જ્ઞાન અને માહિતીની ઝડપી અને આસાન હેરાફેરી એવી તો સુલભ થઈ જશે કે ન પૂછો ને વાત. એથી પૃથ્વી ઉપરનું આપણું ઠરી ગયેલું જીવન એક સજીવ અમીબાની જેમ શ્વાસ લેતું થઈ જશે. બધાં મનુષ્યોના ચહેરા, પછી તો જ્ઞાન-વિજ્ઞાનથી તરલ–ચંચલ અને ચમકતા થઈ જશે. માનવસંસ્કૃતિ પ્રત્યેક ક્ષણે ચૈતન્યથી ધબકતી હશે. 'ફ્લક્ચ્યુએશન' કમ્પ્યૂટર-ક્રાન્તિનું રહસ્ય છે, એની મુખ્ય ભાત પણ છે.

કમ્પ્યૂટરો જેમાંથી બને છે એ 'હાર્ડવેર' વિશે જાણવું મુશ્કેલ નથી. પણ એ જેના ચાળે ચઢ્યું છે તે માનવ-મગજ તો હાઈડ્રોજન, કાર્બન અને બીજાં મોલિક્યૂલ્સથી સમ્પન્ન છે. ચિત્તવ્યાપારોમાં રાસાયણિક પ્રતિક્રિયાઓ અને ઈલેક્ટ્રિકલ સર્કિટના જેવી ગતિવિધિ છે. જાણીતું છે કે કમ્પ્યૂટરો સિલિકન મૉલિક્યૂલ્સનાં બનેલાં છે અને ચિપ્સની ઈલેક્ટ્રિક સર્કિટોના એક સુગઠિત સમૂહ તરીકે વર્તે છે. કમ્પ્યૂટર–વિજ્ઞાનીઓએ વિચાર્યું, (એટલે કે એ દિશામા કેળવાયેલા માનવચિત્તે વિચાર્યું,) કે જો ચિપ્સને નાનાથી નાની અને ઝડપીથી ઝડપી બનાવીએ, તો માનવ-ચિત્તની સ્મૃતિશક્તિને તેમ જ તર્કશક્તિને પણ આંબી જાય એવું કમ્પ્યૂટર મુશ્કેલ નથી. આ એમણે કર્યું છે. કમ્પ્યૂટરમાં હવે બેહદ પ્રમાણની લૉજિક સર્કિટો ગોઠવી શકાય છે.

મુશ્કેલી એટલી જ છે કે આ આશાસ્પદ કમ્પ્યૂટર, મનુષ્યની માફક પ્રતિભાવો આપી શકતું નથી. બધી બાબતોનો એકી સાથે, યુગપત્ બોધ પામી લેવાની માનવચિત્તની વિશિષ્ટ શક્તિ હજી કમ્પ્યૂટરમાં ભરી શકાઈ નથી. આનું મુખ્ય કારણ એ છે કે બધાં જ કમ્પ્યૂટરો બધું માત્ર ક્રમશઃ કરી શકે છે. એમની ઝડપી ગતિ પણ, ક્રમને, એક પછી બીજું એવા ક્રમને વશ વર્તીને જ સિદ્ધ થાય છે. આપણી બુદ્ધિની જેમ આ મશીનો બધું સમાન્તરે કરી શકતાં નથી. ખરી વાત એ છે બુદ્ધિ શું છે તેની ભાળ હજી આ વિજ્ઞાનને, ઘણી બુદ્ધિ વાપરવા છતાં મળી નથી. માનવચિત્ત, માનવમગજ અને માનવબુદ્ધિ વચ્ચેના ચોક્કસ તફાવતો હજી આ વિદ્વાનોના હાથમાં આવ્યા નથી.

આપણા જમાનામાં લાગણીઓનું કે અંગત સંવેદનોનું કશું મૂલ્ય નથી

રહ્યું. શાસકોને "'મિકેનિકલી એફ્શિયન્ટ' નિષ્ણાતો જોઈએ છે. નિષ્ણાતો 'હ્યુમન લૂકિન્ગ' ભલે હોય, કમ્પ્યૂટર જેવા સેવા-તત્પર અને હાજર-જવાબી હોવા જોઈએ. અમેરિકાએ બુદ્ધિશાળી માણસોનું આવું 'કમ્પ્યૂટરાઈઝેશન' ક્યારનું શરૂ કરી દીધું છે. એમનું જડબેસલાક સંગઠન 'નેશનલ સિક્યોરિટી એજન્સી,' સુપર કમ્પ્યૂટરોના જણતર અને ભણતરને માટેની એક તોતિંગ વ્યવસ્થા છે. કહે છે કે આ લોકો દસ ચોરસ માઈલના વિસ્તારમાં એકલાં કમ્પ્યૂટરો પાથરીને બેઠા છે! આ એવું મહત્ત્વાકાંક્ષી કામ છે, કે અમેરિકાએ એને માટેની એક જુદી જ યુનિવર્સિટી ઊભી કરી છે. અહીં આટલા બધા બત્રીસ-લક્ષણાઓને શા માટે જોતર્યા છે? જાણો છો? 'ડિફેન્સ' માટે! યુરોપની બધી જ યુનિવર્સિટીઓના પીએચ. ડી. પદવીધારીઓને ભેગા કરો, એથી પણ મોટી સંખ્યામાં આ કહેવાતી ડિફેન્સ યુનિવર્સિટીના પીએચ.ડી. ઓ છે. એમને કોઈપણ જાતની પબ્લિસિટી અપાતી નથી. એમનાં મસ્તિષ્કનું કમ્પ્યૂટર-મસ્તિષ્કને સારુ પારાવારનું શોષણ કરાય છે. કોઈપણ કમ્પ્યૂટરને લાગણી નથી, ચેતના તો હોય જ ક્યાંથી? માનવચિત્ત સાથેનો એનો આ પાયાનો તફાવત છે. આ તફાવતની ભૂમિકાએ, કમ્પ્યૂટર–ટેકનોલૉજીને અમેરિકાએ સ્ટારવોર્સ લગી વિકસાવી છે. ધરતી પર ક્યારેય 'ન્યૂક્લિઅર હોલકોસ્ટ' સરજાશે, ત્યારે એના પ્રારમ્ભે અને અન્તે 'કમ્પ્યૂટર-ક્રાન્તિ' હશે. જે જણે છે તે હણે છે. આ પ્રાચીન કાયદાને કમ્પ્યૂટરો સાચો પાડવાનાં છે.

કમ્પ્યૂટર–ટેકનોલૉજીએ આમ, માનવજાત સામે મોટો ભયરાક્ષસ ખડો કર્યો છે. જિનેટિક એન્જિનિઅરિન્ગ, ક્લોનિન્ગ અને બાયોકેમિસ્ટ્રી જેવાં ક્ષેત્રોમાં પણ અવનવી ટેકનોલૉજી ઘૂસવા લાગી છે. આ નવ્ય વિકાસોએ આપણને ફરીથી વિચારતા કરી દીધા છે: કે માનવ લાગણી જેવું કંઈ છે ખરું? સંવેદના શું છે? ચેતના કોને કહીએ છીએ? માનવમગજ એક કમ્પ્યૂટરના જેવું જ મશીન નથી? ચિત્ત કે મન જેવા શબ્દોનો શો અર્થ છે? જ્ઞાન-વિજ્ઞાનનો તેમજ તેના સંચયનો માણસને કયા ભાવિ માટે કયો ઉપયોગ કરવો છે? આધુનિક યન્ત્ર-વિજ્ઞાનને કોઈ ફિલસૂફી છે? છે તો કઈ? દુનિયા ભયાક્રાન્ત છે તે કોને લીધે? શાસકોને લીધે કે નિષ્ણાત વિજ્ઞાનીઓને લીધે? શું આ ડહાપણ અને

જ્ઞાનનો વિચ્છેદ છે? તો ડહાપણયુક્ત જ્ઞાન કે જ્ઞાનયુક્ત ડહાપણ શું છે? બૌદ્ધિકો કહે છે કે આ બધા પ્રશ્નોએ આજે એક મોટી 'મોરલ ક્રાઇસિસ' સરજી છે. પણ સામાન્ય માણસોને એની કશી પણ જાણ નથી – એમની ક્રાઇસિસ સરવાઈવલની છે, જીવન-સંગ્રામમાં ટકી રહેવાની છે...

૧–૧–૮૬

૭–૧–૮૬

# ૨૩

## કમ્પ્યૂટર : કુદરતની મનીષા ?

માણસને બુધ્ધુ કહી શકાય, પણ કમ્પ્યૂટરને નહીં. કમ્પ્યૂટરો હમેશાં બુદ્ધિશાળી હોય છે. અલબત્ત, એમની બુદ્ધિ કૃત્રિમ છે – આર્ટિફિશિલ ઈન્ટેલિજન્સ, સંક્ષેપમાં એને AI કહેવાય છે. કૃત્રિમ બુદ્ધિવાળો માણસ તો ક્યાં મળે ? પણ હવે આપણે બનાવી લીધો છે. મગજને ઠેકાણે કમ્પ્યૂટર બેસાડીને ઊભા કરેલા મશીનને યન્ત્રમાનવ અથવા 'રોબોટ' કહીએ છીએ. બુદ્ધિશાળી માણસ કે તેજસ્વી લેખક ગમે તેવી ભૂલ કરી શકે છે, પણ રોબોટ કદી ભૂલ કરતો નથી. કમ્પ્યૂટરો, જોકે રમૂજી ભૂલો કરે છે. નાણાંની લેવડદેવડમા રોકાયેલાં કમ્પ્યૂટરો માણસને ચોરીઓ કરવાની સરળ અને જોખમ વગરની સવલતો પણ આપી શકે છે. કમ્પ્યૂટર-ડેટા ખોટા કે અપૂરતા હોય તો મુશ્કેલીઓ સરજાય છે. દાખલા તરીકે, તમારી મારુતિ કાર ચોરાઈ ગઈ હોય એટલે તમે પોલીસને રિપોર્ટ કરો, પોલીસ કમ્પ્યૂટરમાં રિપોર્ટ સ્ટોર કરે. થોડા દિવસે કાર મળી ગઈ હોય અને તમે વળી પાછા ખુશહાલ થઈ ફરવા માંડો. પણ એક દિવસ પોલીસ તમને કાર-ચોર તરીકે પકડે. તમારા જ નંબરની તમારી જ મારુતિના તમે જ ચોર ઠરો ! એટલા માટે, કે ચોરાયેલી ગાડી તમને સોંપાઈ હતી એ વિગત કમ્પ્યૂટરને કહેવાનું ભુલાઈ ગયેલું. આ ભૂલ, જોકે માણસની કહેવાય. અમેરિકન ડેટા-બૅન્ક નાગરિકોની અંગત વિગતોનો મોટો ભંડાર છે. એના દુરુપયોગને નિવારવા સરકારને અવારનવાર કાયદા કરવા પડે છે.

AI સાથે રોબોટિક્સને પાયાનો સમ્બન્ધ છે. રોબોટના ઉત્પાદનમાં જપાન

આજે સૌથી મોખરે છે. ૧૯૮૦માં દુનિયામાં રોબોટની વસ્તી સાઠ હજારની હતી, પણ એમાંના પિસ્તાળીસ હજાર જેટલા તો જપાને જ બનાવેલા. ૧૯૮૩માં જપાન પાસે સિત્તેર હજાર રોબોટ હતા અને એ પછી દર વર્ષે એ બીજા વીસ હજાર જણાતું રહે છે. જપાનમાં કેળવાયેલા કામદારો મેળવવાની મુશ્કેલી છે. એટલે રોબોટ સસ્તા અને સારા પડે છે. રોબોટની કિમ્મત દસ હજાર અમેરિકન ડૉલરથી માંડીને બે લાખ લગીની હોય છે. તમારે કેટલો બુદ્ધિશાળી રોબોટ જોઈએ છે એના પર કિમ્મતનો આધાર છે.

ભારતની કોઈ વેપારી પેઢી કે એનું કોઈ સરકારી ખાતું, ધારો કે કામમાં કમ અક્કલવાળો રોબોટ ખરીદે, તો એના એને સવા લાખ રૂપિયા તો ઓછામાં ઓછા બેસે. એ પ્રાથમિક અને પછાત રોબોટ કયું અને કેટલું કામ આપી શકે અને બેકારીથી ધમધમતા આ દેશને કેટલો આગળ લઈ જાય તે માંડીને ગણવું પડે એમ છે. કૃત્રિમ બુદ્ધિવાળા કુદરતી બુદ્ધિવાળાને નક્કામા બનાવે એ પરિસ્થિતિ અઢળક વસ્તીવાળા દેશને કેટલી પોસાય? રેન્ગલરો જવાબ આપે તો સમજાય. દેશમાં બેન્કોનો વ્યવહાર કમ્પ્યૂટરાઈઝ થઈ રહ્યો છે એ સમાચારો આજે રોમાંચક લાગે છે, પણ પછી ચોરીઓના અને છેતરપિંડીના દિલધડક સમાચારોથી છાપાં આકર્ષક લાગશે.

સમાચારોનું ભારત આવનારાં વર્ષોમાં વધુ ને વધુ ગરમ રહેવાનું છે. ગાંડાંઘેલાં છાપાં પણ ભરપૂરપણે વ ચાવાનાં છે—કહેવું તો એમ ઘટે કે ‘ચવાવાનાં’ છે. આવનારી સદીમાં, માણસના ચિત્તમાં સમાચારોનું એક મોટું વન છવાયેલું રહેશે અને એનું મગજ એમાંથી હરદમ કંઈ ને કંઈ ખાતું રહેશે. માનવમગજની કોઈ અકરાંતિયા જીવ જેવી દશા થશે. શરીરને ખોરાક બહારથી આપવાનો હોય છે, પણ ચિત્તને? માણસના મસ્તિષ્ક પર કેટલો અત્યાચાર થઈ શકે એ પ્રશ્ન છે. હકીકત તો એવી છે કે માનવચિત્ત પોતાનો ખોરાક પોતે જ પેદા કરી લે છે. બહારનું તૈયાર એને માફક નથી આવતું. પણ કમ્પ્યૂટરોની સમજશક્તિ હજી એટલી બધી નથી વિકસી, આપણા પૂછયાગાછયા વગર એ આપણને પત્ની કે મિત્રની જેમ પામી જાય એવું નથી. એ અર્થમાં કમ્પ્યૂટરો હજી મૂઢ અને બિચારાં છે. એમની પાંચમી પેઢીની ઓલાદ આ દાયકાના

અન્તે જન્મી ચૂકી હશે એવું જપાની વિજ્ઞાનીઓનું દૃઢ મન્તવ્ય છે. આજે તો કમ્પ્યૂટરો આપણા વડે ભોગવાય છે, પણ ત્યારે એ નવ્ય કમ્પ્યૂટરો માણસોને વાપરતાં હશે. કૃત્રિમ બુદ્ધિવાળો કુદરતી બુદ્ધિવાળાં પર રાજ કરે એવું બહુચર્ચિત એકવીસમી સદીના પ્રશસ્ય ભારતમાં પણ બનશે. એ વિકાસને હવે બહુ વાર નથી. બ્રિટીશ ગણિતજ્ઞ એલન ટ્યુરિન્ગ કહે છે તેમ, ઈસવી સન બે હજારમાં માણસે વિચારક-યન્ત્ર વિકસાવી લીધું હશે. વિચારવાનું બધું કામ કમ્પ્યૂટરો અને રોબોટ કરતાં હશે. બુધ્ધુ અને તેજસ્વી જેવા ભેદોનો પછી ખાસ મહિમા રહેશે નહીં – બધાં સમાન દીસશે.

માનવબુદ્ધિની વ્યાખ્યા કરી શકાતી નથી. એનો તો હમેશાં પરચો મળે છે. પણ કૃત્રિમ બુદ્ધિ – AI – માં શું છે તેનું નામ પાડી શકાય છે: એમાં અનેક સામર્થ્યોનું સંયોજન હોય છે. એમાં સ્મૃતિ હોય છે; તાર્કિક વિચારપદ્ધતિ હોય છે; તથ્યો વચ્ચેના સમ્બન્ધોને ઓળખવાની સૂઝ હોય છે; વિચારો, પ્રતીકો અને ભૂતકાલીન અનુભવોને નવા સંદર્ભમાં વાપરવાની ગત હોય છે; વગેરે. બુદ્ધિ વાપરવી પડે એવા પ્રત્યેક કમ્પ્યૂટર પ્રોગ્રામમાં AIની લાક્ષણિક વ્યવસ્થા ઊભી કરાઈ હોય છે. જેમકે, ચેસ રમવામાં, રોગનું નિદાન કરવામાં કે ભાષાન્તર કરવામાં બુદ્ધિની જરૂર પડે છે. આવો દરેક AI પ્રોગ્રામ પોતાની નિશ્ચિત મર્યાદામાં સમ્પૂર્ણ હોય છે, એકદમ બુદ્ધિશાળી હોય છે.

પશ્ચિમમાં કમ્પ્યૂટરો જીવનયાત્રામાં મદદગાર પુરવાર થયાં છે. તમે પ્રેમમાં નાસીપાસ થયા પછી, ધારો કે કમ્પ્યૂટર પાસે ગયા અને વાતોએ ચડ્યા. એકાદ કલાકમાં એ તમારા મનનું એવું તો સમાધાન કરી આપે છે કે તમે હળવાફુલ થઈ જાઓ છો, ને કમ્પ્યૂટરનો આભાર માનો છો. તમારા દર્દનું કમ્પ્યૂટરે કરેલું નિદાન અને એણે સૂચવેલી દવાઓ દવાખાનાં અને દાક્તરોના ત્રાસમાંથી તમને બચાવી લે છે. કમ્પ્યૂટરો સાયકો-થેરાપિસ્ટની જેમ પણ વરતી શકે છે. ત્રણચાર કલાક કમ્પ્યૂટર જોડે ચેસ રમ્યા પછી એક શુભ ઘડીએ તમે જીતો છો. પહેલાં એણે તમને અનેક વાર હરાવેલા હોય. પરિણામે આજની જીત તમને બહુ ગમે. આવું તો મિત્ર જોડે રમતાં પણ થાય છે. અનેક હાર પછીની જીત હમેશાં મીઠી અને આશ્વાસક હોય છે. તમારા ચિત્તમાંથી એવી માનવીય

સમજ સ્ફુરવા માંડે છે, એટલે વળી પાછા તમે કોચવાવા લાગો છો.. તમને એક તીવ્ર સવાલ સતાવે છે : શું કમ્પ્યૂટર ઇરાદાપૂર્વક તો હારી ગયું નહીં હોય ને? માનવ-અનુભવ એવો છે કે આપણી ખુશી માટે કોઈ પ્રેમથી હારી પણ જાય. પણ કમ્પ્યૂટરો કશી લાગણીપૂર્વક હારની બાજી લગાવે ખરાં? કદી નહીં. પૃથક્કરણ કરવાથી સમજાય કે ડિસ્કમાં સંભરેલી ચેસની બધી ચાલોમાંની કોઈ એકે કમ્પ્યૂટરને હરાવ્યું હતું. કમ્પ્યૂટરોને સંવેદનો નથી. એ પ્રેમ, મૈત્રી વગેરે નથી ઓળખતાં. એ હસી કે રડી નથી શકતાં. એ આકાશના તારા કે રાત્રિના અંધકાર નથી જોઈ શકતાં... અને ત્યાં સુધી સારું છે.

ઑલોફ જોહાન્નેસન (ઉચ્ચાર માફ) નામના એક સ્વીડિશ પદાર્થવિજ્ઞાની છે. એઓશ્રીને સાહિત્યસર્જનનો પણ ચસ્કો છે. એમણે એક બહુ જાણીતી બનેલી સાયન્સ-ફિક્શન લખી છે, 'ધી ગ્રેટ કમ્પ્યૂટર એ વિઝન!' એમાં એમણે માર્મિક વાત કરતાં કહ્યું છે : કુદરતને કમ્પ્યૂટરો બનાવવાની મનીષા થઈ. એ કામ સીધેસીધું શક્ય નહોતું એટલે પ્રથમ એણે માણસોને બનાવ્યા, અને માણસોએ આજે કમ્પ્યૂટરો બનાવ્યાં છે.' કુદરતની મનીષા ફળી છે. કુદરતનાં બુદ્ધિશાળી મશીનો(મનુષ્યો)એ બીજા વધારે બુદ્ધિશાળી મશીન બનાવ્યાં છે. જો માણસ પોતાના જેટલું જ બુદ્ધિશાળી મશીન બનાવી શકશે, તો એક દિવસ પોતાથી વધુ બુદ્ધિશાળી મશીન પણ બનાવી શકશે. આ સીધી તાર્કિક ઉપપત્તિ છે, પણ બધું તર્કમાં જ થોડું આવી જાય છે?

૨૩–૧–૮૬
૧૬–૩–૮૬

# ૨૪

## સાંભળ બબલા, સાંભળ બબલુ...

આજે ૨૫ માર્ચે અમદાવાદ દૂરદર્શનની ચૅનલ–૫ ના સ્થાનિક કાર્યક્રમો શરૂ થયાને પૂરા આઠ મહિના થયા. પણ હજી આ બાળકનું મોં-માથું હાથ આવતું નથી. ટીવીની એકલી લિજ્જત લેનારો વર્ગ આ કાર્યક્રમો જોતો નથી. એમને બધું ગામડિયું લાગે છે. કેટલાંક કુટુમ્બોમાં તો રાતના ૮–૪૦ પહેલાં સ્વીચ ઑન કરવી જ નહીં એવો નિયમ કરાયો છે. કંઈક શીખવા-જાણવાની તમન્ના રાખતા લોકો આ કાર્યક્રમોથી ચિડાતા રહે છે. એમને ધરવે એવી કોઈ વાત હજી ચૅનલ–૫ પર સ્થિર થઈ નથી. આ કાર્યક્રમો કયા સ્થાનિક લોકો જુએ છે? ગ્રામવિકાસ અને ગ્રામોદ્ધારલક્ષી શ્રેણીઓ આ ચૅનલનું એક વિશિષ્ટ પાસું છે. 'ગામ અમારાં કામ અમારાં' કે 'ગામડું જાગે છે'ની સામગ્રી રૂરલ સૅક્ટર-માંથી આવે છે. પણ ગુજરાતના કેટલાં ગ્રામજનો આ બધું જોતાં-સાંભળતાં હશે? એ બાપડાં પોતાની જાતભાતની હાડમારીઓમાં ડૂબેલાં છે. એમાંથી ડોકું તાણીને ટેમસર ટીવી સામે બેસવાનો ઉત્સાહ તો ક્યાંથી લાવવાનાં? શીખીને શું શીખવાનાં? ટાંચાં સાધનોમાં એમનું જીવન સાવ અભાવગ્રસ્ત છે. સરકાર પૂરી પ્રામાણિકતાથી એમની બાંય ધરવા ચાહે છે એ ખરું, પણ વચ્ચેની ઍજન્સીઓ બધી મદદ હડપ કરી જાય છે. સ્ટેટસ્કો મેન્ટેન કરનારા આ વિકાસશત્રુઓ પર ટીવી–કૅમેરા હજી પૂરી તાકાતથી ઘૂમતો નથી થયો.

છતાં, દૂરદર્શનના સત્તાવાળાઓને પોતાના કામનો સંતોષ હોય એવું સતત લાગ્યા કરે છે. જાતતપાસ કરી આ માધ્યમને સાર્થક બનાવી

દેવાની એમની ખાસ કશી તત્પરતા વરતાતી નથી. આ ચૅનલ-પને તો જાણે લગીરેય સુધરવું જ નથી. આઠ મહિના પછી પણ એમાં કશું આકર્ષક પરિવર્તન નથી આવ્યું, બલકે એણે પોતાના ખોથડવેડાને પંપાળ્યા કર્યા છે. એના અધિકારીઓ 'જવાબમાં જણાવવાનું કે' કાર્યક્રમમાં પ્રજાના પત્રોના ઉત્તર આપે છે. એ ઉત્તરો ગોળ અને પોલા હોવાને લીધે મનોરંજક બને છે ખરા. પોતાના પર લોકોના કયે ગામથી કેટલા પત્રો આવ્યા છે તેનો આંકડો મેળવવામાં ને તેનો હિસાબ કાઢવામાં એ લોકો ટીવીની મોંઘી બેથી ત્રણ મિનિટ નિરાંતવે ખરચે છે. પ્રશ્ન ગમે એવો ધારદાર હોય તો પણ એમના પેટનું પાણીય હાલતું નથી. એમની આ સ્વસ્થતા ચિન્ત્ય છે. એ ભૂમિકાએ સ્થાનિક કાર્યક્રમોને પડકારવાનો સમય પાકી ગયો છે.

પણ પડકારે કોણ? લોકો કાગળો લખે, જવાબો સાભળે ને પછી ફેરફારો માટે ટાંપીને બેઠા રહે. છાપાં ટીવીની ઈધર-ઉધર વાતચર્ચા કરે છે ખરાં. પણ ટીવીની ખાનાખરાબીની રીતસરની સમીક્ષા કરવાની જવાબદારી તો કલાસમીક્ષકોની, શિક્ષકોની તેમજ સાહિત્યકારોની છે. મનોરંજન, આનન્દ અને જ્ઞાન સાથે સંકળાયેલા આ સમૂહ-માધ્યમને બરાબર પડકારનારો વર્ગ હજી આપણે ત્યાં ઊપસ્યો નથી. 'ના ગમે તો ના જુઓ' કહીને બધું નભાવી લેનારાઓની સંખ્યા મોટી છે. ગુજરાતી સાહિત્યકારો સ્થાનિક કાર્યક્રમોની વિરુદ્ધ શાના બોલે? એમને તો એમના જ કાર્યક્રમો ક્યાં ઓછા છે? ઊલટું, એઓ તો એમ ઝંખે છે કે ચૅનલ–પ નો અમુક હિસ્સો એમનું જ કવરેજ કરવામાં વપરાય! નેશનલ ટેલિની કોઈ ગુજરાતી સાહિત્યકાર-મોલીએ જવલ્લે જ કશી ટીકા કરી છે. એમને ઊંડે ઊંડે ટીવી પર ચમકવાના ઓરતા છે. લોકપ્રિયતાના લલ્લુઓ છાપાં, રેડિયો, રંગભૂમિ, સાહિત્ય વગેરે ક્ષેત્રોને અભડાવ્યા પછી, હવે ટીવીનાં બારણાં ખટખટાવે છે. એમનું જીવનકાર્ય જાતજાતની 'ચૅનલો' ઊભી કરવાનું છે. કોઈ ચૅનલની ટિપ્પણી કરવાનું એમના વ્યાકરણમાં નથી આવતું. ટૂંકમાં, ટીવી-સમીક્ષાની કોઈ પ્રશસ્ત પરમ્પરા નજીકના ભવિષ્યમાં ઊભી થવાનાં કોઈ ચિહ્નો નથી.

સરકાર ટીવીના માધ્યમનું શું કરવા તાકે છે, માધ્યમ તરીકે ટીવીની કેવીક ક્ષમતાઓ છે, કાર્યક્રમો કેવા છે અને કેવા હોવા જોઈએ, કાર્ય-

ક્રમોનો છેલ્લો અંકુશ નિષ્ણાતો અને કલાકારોના હાથમાં હોય કે સરકારી અધિકારીઓના હાથમાં વગેરે પ્રશ્નોની ગમ્ભીર ચર્ચાઓ આવનારાં વર્ષોમાં પૂરી નિસબતથી થવી જોઈશે. પરન્તુ એવી આશામાં હાથ જોડીને બેસી ન રહેવાય. આપણે આપણાં નિરીક્ષણો જાહેર ચર્ચા માટે નિરંતર ખુલ્લાં મૂકવાં જોઈએ. 'નામીડિઆ' જેવાં છત્રો હેઠળ આજકાલ આ અંગે પરિસંવાદો ચાલે છે. એ રૂપાળી ઝાકમઝોળમાં કડવી હકીકતો વીગતે બહાર આવવાનો સંભવ ઓછો છે. એ સંભવને આપણે છેક નીચલા દર્શકોના સ્તરેથી ઉભારવો પડશે. આ ચેનલ-૫ આવું આવું કરીને ગ્રામ્ય, બોથડ, પછાત અને નિરર્થક ભાસે છે :

ભાષાશુદ્ધિ અને સુરુચિભરી સફાઈનો અહીં લગભગ અભાવ છે. ભાષાને વિશેની લાપરવાહી ચેનલ-૫ ના કલાકારો, અમલદારો – બધાં જ વ્યક્ત કરતાં હોય છે. શિક્ષણનું સાધન બનતું ટીવી આમ પોતાના પાયામાં જ મોટોડાં પૂરે છે. ગુજરાતી ભાષાની અનુસ્વાર-વ્યવસ્થા અહીં ભાગ્યે જ જળવાય છે. એક ન્યૂઝરીડર તો હમેશાં 'ઔધ્યોગિક', 'વિધ્યાર્થી' જેવા ખોટા ઉચ્ચારો કરે છે. 'આપણે' – 'આપણા' – 'આપણી 'ને બદલે બધાં જ 'આપડે'–'આપડા'–'આપડી' બોલે છે. 'પ્રશ્નવ્યૂહ', 'અન્તાક્ષરી' અને દમ્પતીને સીલી સવાલો પૂછી મનોરંજન કરાવનારા કાર્યક્રમોમાં પચાસ ટકા અંગ્રેજી શબ્દો હોય છે અને તે ય જૂઠા ને ગંદા ઉચ્ચારો સાથે! વાક્યો પૂરાં થાય તે દરમ્યાન તેમના શબ્દોનાં લિંગ બદલાઈ જાય છે. 'ટોકિ ફિલમ'નું ગુજરાતી 'બોલકું ચિત્રપટ' કરનારા આ લોકો જ 'યુ આર લૂક સો બ્યૂટિફૂલ' બોલી શકે! અહીં અવારનવાર દેખાતા એક જાણીતા ગુજરાતી કવિ 'કૃષ્ણ'ને હમેશાં 'ક્રસ્ન' કહે છે.

ચેનલ-૫ પરનું ઍનાઉન્સમેન્ટ મણિબેનોને છાજે તેવું લોચાટિયું ગુજરાતી વાપરતું જોવા મળ્યું છે. 'ચાલો હવે રાષ્ટ્રીય કાર્યક્રમો જોઈએ' કહ્યા પછી 'ચાલો જોઈએ'નો બીજો લહેકો શા માટે? આવી ફાલતુગીરીને લીધે અહીં, 'સૂચના પૂરી થઈ', 'આપની સેવામાં રજૂ કરીએ છીએ', 'અમારા પ્રેક્ષકમિત્રોને જણાવવાનું' વગેરે લટકણિયાં આવે છે. અહીં બધી જ વખતે નિર્માતાઓનાં નામો આગળ કરાય છે. 'તમારા માટે જ' જેવો, સાપ્તાહિક રૂપરેખાનો નિઃસામાન્ય કાર્યક્રમ પણ 'નિર્માતા ફલાણા'—થી આગળ કરાય છે. એવું કેમ? આ કશી ટેકનિકલ અનિવાર્યતાથી છે? 'દેવલ

આર્ટ્સ દ્વારા પ્રસ્તુત ' કે ' આમ્બી ગ્રુપના સહકારથી ' – એમ જણાવાય ત્યારે કશી કાયદાકીય જરૂરતથી જણાવાય છે? ચેનલ-૫ ને એનાં આ બધાં જ કર્તાહર્તાઓ પોતાની આગવી, અંગત વસ્તુ સમજતાં લાગે છે. ' હમણાં જ તમે " અમારા " કાર્યક્રમો જોયા ', ' હવે જોઈએ " અમારા " આવતીકાલના કાર્યક્રમો '—વગેરેમાં આ ' અમારા ' પર ભાર શા માટે? આ બધું તમારું તો છે! ક્લિષ્ટ ભાષામાં બોગસ ઍનાઉન્સમેન્ટનો ઉત્તમ નમૂનો ખોવાયેલી વ્યક્તિઓ વિશેની જાહેરાતોમાં હોય છે: ' આ ફોટો જેમનો દેખાય છે ' થી શરૂ થતી જાહેરાત ' જેમને પણ એમની જાણ થાય એમણે ' જેવા લોચા વાળતા વાક્યથી પૂરી થાય છે. ક્યારેક તો એમાં, ' અગત્યની ખોવાયેલી વ્યક્તિઓ અંગેની જાહેરાત ' એમ ગોટાળા હોય છે. લીટીવાળું ખમીસ ' પહેરેલ ' છે, પગમાં ભૂરી પટ્ટીનાં સ્લીપર ' પહેરેલ ' છે — ' નીકળેલ ' છે, ' ગયેલ ' છે, જેવાં ' કપાયેલ ' ભૂત કૃદન્તોમાં ભાષા જ અહીં સતત ' ખોવાયેલ ' હોય છે. આ ઍનાઉન્સરો ' દેસાઈસાહેબ ' કે ' ભાટિયાસાહેબ ' જેવાં અંગત સમ્બોધનો વાપરીને, એમને આપણા પણ ' સાહેબો ' બનાવી દે છે!

ચેનલ–૫ નો ઉત્તમ કાર્યક્રમ સરૂપ ધ્રુવલિખિત ' કાકાની ડેલી ' હતો. એમાં લોકશિક્ષણનો હેતુ સિદ્ધ થયો છે. મનીષી જાની લિખિત ' ન્યાય-અન્યાય ' શ્રેણીએ પણ લોકજાગ્રતિનો હેતુ સર કરેલો. ભરત દવેનિર્મિત ' ભલા ભૂંસાના ભેદભરમ ' ની નાટ્યશ્રેણી આ બધામાં આશ્વાસક લાગે છે. ' કલાદર્શન ' અને ' મુલાકાત 'ના કાર્યક્રમોમાં મોટે ભાગે ચિત્રકારોની જ મુલાકાતો કેમ? સાહિત્યકારો ' કલાદર્શન 'માં ન આવે? સુરેશ જોષી, નિરંજન ભગત, લાભશંકર ઠાકર વગેરે બુલંદ વ્યક્તિઓની સિદ્ધિને પ્રમાણવા એમને ટીવી પર ક્યારે બતાવવાના છો? ગુલામ શેખ કે ભૂપેન ખખ્ખર જેવા આંતરરાષ્ટ્રીય ખ્યાતિને વરેલા ચિત્રકારો ગુજરાતી છે, સ્થાનિક છે. એમને ક્યારે માણશો-પ્રમાણશો? મુલાકાતો તો નીવડેલા ડૉક્ટરોની, વકીલોની, ન્યાયાધીશોની તેમજ સમાજસેવકોની પણ લઈ શકાય ને? અને મુલાકાત લેનાર વ્યક્તિ એકની એક જ શા માટ રખાય છે? લોકો ઓચાઈ જાય ત્યાં લગી એકના એક ચહેરા ફટકારતા રહેવાનું વલણ બરાબર નથી. ' અંતાક્ષરી ', ' પ્રશ્નવ્યૂહ ' અને દમ્પતીને પ્રશ્નો પૂછી આપણને હસાવવાના કાર્યક્રમો ભ્રાન્ત અને વાહિયાત છે.

એમને આ ચેનલ પરથી રાતોરાત દૂર કરવા જોઈએ. એમાં રાષ્ટ્રીય સમ્પત્તિનો અત્યન્ત અત્યન્ત વ્યય છે.

આ મોંઘું માધ્યમ એક સેકન્ડે રાષ્ટ્રના કેટલા રૂપિયા વાપરે છે તેની, તેની સાથે સંકળાયેલાંઓને તો ખબર રહેવી જ જોઈએ. 'સાંભળ બબલા, સાભળ બબલી'નું બચતનો ઉપદેશ બાળકોને આપતું ફિલર છાશવારે રજૂ કરનારાઓએ જાણવું જોઈએ, કે એમ કરીને પોતે જ જાહેર નાણાંનો કેવો તો અપવ્યય કરે છે. ચેનલ-પવાળાઓ લોકોને પણ બબલુ સમજે છે કે શું ?

હકીકતમાં, સ્થાનિક કાર્યક્રમ રાષ્ટ્રીય કાર્યક્રમનું જ એક મોટું ફિલર છે ! એ દિલ્હીવાળા પાસેથી પણ કંઇક શીખીએ તો મોડું નથી થઈ ગયું. પણ એમની સાથે આ લોકોનું સન્ધાન નથી. 'થોડી ક્ષણોમાં' લખ્યા પછી એકથી વધુ મિનિટનો દુર્વ્યય થતો હોય છે. ગુજરાતના ગરબાને દુનિયા આખી એની સંસ્કૃતિનું પ્રતીક માને છે, પણ આ લોકો એનો ફિલરો લેખે ઉપયોગ કરે છે ! ટાઇમિન્ગ્સનાં ઠેકાણાં નથી જ હોતાં, એમાં કશી આળપંપાળને અવકાશ જ નથી. ગુજરાત પધારેલા રાષ્ટ્રપતિની સ્પીચ અડધેથી કપાઈને 'ચિત્રહાર' પૂર્વેની જાહેરખબરનાં જિન્ગલ્સ આવે એ ક્યાંની વાત ? આજે હોળીના સરસ તહેવારને દિવસે ચેનલ-પ પર 'રંગ હોલી' શીર્ષક હેઠળ છોકરીઓનો કશો ઢંગ-ધડા વગરનો રાસડો ફિલર તરીકે મુકાયો ને તેય 'બ્લૅક ઍન્ડ વ્હાઈટ'માં. કરુણતા તો ત્યારે જોવા મળી, કે 'બ્લૅક ઍન્ડ વ્હાઈટ' શબ્દોની કેપ્શનને કેમેરામેન જુદા જુદા રંગોમાં ચમકાવવા લાગ્યો ! આ બધા ફિયાસ્કા માટે સરકારે ચેનલ-પ ની આકરી તપાસ કરવી જોઈએ અને જનતાએ સરકાર તેમ કરે છે કે નહીં તેની છાનબીન કરવી જોઈએ. નહીં તો, ચેનલ-પ ગુજરાતનું મોટું સાંસ્કૃતિક દૂષણ બનવાની દિશામાં ગમે ત્યારે દોડી જવાનું છે...

૨૫-૩-૮૬
૬-૪-૮૬

# ૨૫

## સાંભળ બબલા સાંભળ બબલુ—૨

ટીવીની સર્વાંગ સમીક્ષા કે એના કાર્યક્રમોની વ્યાપક પસંદગી માટેની સમિતિઓ રચવાના સરકારના પ્રામાણિક ધમપછાડા પ્રશસ્ય છે. છતાં દૂરદર્શન-કાર્યક્રમો વધુ ને વધુ ઢાંચાઢાળ બની રહ્યા છે. આજે મોટું કામ ટીવીને અમલદારશાહીના જડબામાંથી છોડાવીને સમજદાર કલાકારોના હાથમાં સોંપવાનું છે. આજે તો ટીવીનું સરકારીકરણ નિવારવાનો પુરુષાર્થ પોતે જ સરકારીકરણને દૃઢ કરી રહ્યો છે. એના અમલદારો રોકટોકના અભાવે જડ ને જડ થતા આવે છે. ટીવીમાં ચમકવાની લોકઘેલછા અને જોબ-સિક્યોરિટીના તત્ત્વોએ એમને બહેકાવી મૂક્યા છે. એમને જાણે કોઈ પૂછનાર જ નથી.

વડાપ્રધાને એમને ગયે વર્ષે ઠીક ઠીક તતડાવ્યા હતા. આજે પણ ટીવી સમાચારોના ચાલુ સ્વરૂપથી વડાપ્રધાનને સંતોષ નથી. પણ પીએમ—ન્યૂસ—કવરેજને નામે દૂરદર્શનવાળાઓએ એમની પ્રશસ્તિ ચાલુ રાખી છે. આપણે મન મનાવી શકીએ કે ખુશામત ખુદાને ય પ્યારી હોય છે, ત્યાં શું થઈ શકે. 'રાજીવઝ ઈન્ડીઆ' નહીં દર્શાવીને એક તરફ દૂરદર્શને એમને વહાલા થવાનું કર્યું હતુ અને દર્શકો જોડે ખંધાઈ કરી હતી. તો બીજી તરફ, પોતાથી પૂરી સ્ક્રુટિની નહોતી થઈ એમ જૂઠું બોલીને પોતે શાસકોના હાથનું પ્યાદું છે એમ પણ જણાવ્યું હતું, 'ન્યુ ડેલી ટાઈમ્સ'ને ટીવી પરથી ઉડાવી દઈને દૂરદર્શને હીન સરકારીકરણનો જ પરચો આપ્યો હતો. પણ એના આડા પરિણામરૂપે પ્રતિબન્ધિત વીડિયો-શોમાં એની કેસેટની માંગ વધતી રહી છે. ફિલ્મની જોડે કારલોવી વેરી

પહોંચી ગયેલા પ્રસારણ મન્ત્રીએ ઘરઆંગણાની આ અવળચંડાઈ વિશે કોઈ વિદેશીને કશું કાનમાં કહ્યું નથી. કહ્યું હોય તો જાણમાં નથી. હમણાં કલકત્તા ખાતે રાજીવ ગાંધીએ કહ્યું – આવા મતલબનું – કે યે માધ્યમકા સહી ઔર ગલત દોનોં ઢંગકા પ્રયોગ હો સકતા હૈ. લાગ્યું કે વડાપ્રધાનને બધી ખબર છે. એમ પણ લાગ્યું કે જાણે આપણને જ આની ખબર નથી. સવાલ એટલો જ છે કે ટીવીના ઉપયોગને ક્યારે સહી ગણવો ને ક્યારે ગલત ગણવો. દૂરદર્શન એમ કહેવા માગે છે કે અમે ટીવીનો સહી ઉપયોગ જ કરીએ છીએ, લોકોને કદર નથી. પત્રકારો ટીવી અંગે એમને બેતમીજ લાગે છે, હમેશાં.

અમદાવાદ દૂરદર્શન ચેનલ–૫ ના એક અગ્રણી અમલદારે હમણા, ‘જવાબમાં જણાવવાનું કે’ વિભાગમાં, પ્રશ્ન પૂછનારાને કંઈક આવો જવાબ આપ્યો હતો : અમે અમિતાભ બચ્ચન નાઈટ, બહુ ઇચ્છા હતી છતા ના બતાવી શક્યા, દિલગીરી છીએ. પણ પછી એમણે ઉમેર્યું તે ચોંકાવનારું હતું. એમણે કહ્યું : બધું છેવટે તો ઈશ્વરની ઇચ્છા પર આધાર રાખે છે ! આ જ ચેનલ પરથી એક પીઢ એનાઉન્સરબેન હમેશાં અમારા આજના કાર્યક્રમો, અમારા આવતીકાલના કાર્યક્રમો એમ અમારા-અમારા કર્યા કરે છે. પણ એક નવીસવી ઍનાઉન્સરે એમ કહ્યું હતું કે પ્રેક્ષકમિત્રો, તમે આપણા કાર્યક્રમો જોયા ! આ જ ચેનલ પરથી સમાચાર વાંચતી એક બીજી બેન કદાચ ઈશ્વરેચ્છાથી નવી કે સિફારશી ભરતી છે. પણ એ જબરદસ્ત ભૂલો કરે છે તે કોની ઇચ્છાથી ? દસ મિનિટના સમાચારમાં એક વાર એણે અઢાર વખત ડચકા ખાધાં હતાં, શબ્દો બેવડાવ્યા હતા અથવા ભૂલો કરી હતી. ‘અભિનયનાં ઉખાણાં’ નામનો અતિ બોગસ કાર્યક્રમ ચલાવતી એક ઓર બેન હમેશા ‘ઈન્ટરપ્રેટેશન’ બોલે છે. અહીં અક્કલ વગરના ચાળાને કે પ્રાથમિક કક્ષાના ઇશારાને અભિનય કહેવાય છે. એવું કરીને ગંધારી હિન્દી-ગુજરાતી ફિલ્મોનાં નામો ગોતી કાઢવાનાં હોય છે ! મને પ્રશ્ન થાય છે કે દૂરદર્શનમાં કામ કરતા અને અભિનય જોડે જીવથી સંકળાયેલા ભરત દવે, અરવિન્દ વૈદ્ય, હસમુખ ભાવસાર, ઇન્દુ પુવાર કે સુભાષ શાહ જેવા કલાકારોને અભિ-નયનાં આ ઉખાણાંથી શું કંઈ થતુ જ નથી ? કે પછી એમને માટે પણ આ એક લાજવાબ ઉખાણું છે ?

આવો જ એક બીજો બાલિશ કાર્યક્રમ ચૅનલ–૫ ઉપર ચાલુ છે. કદાચ એનું નામ 'મિનિટોની મારામારી' છે. એમા બહેન કે ભાઈને નામ દઈ કહેવામાં આવે છે, દાખલા તરીકે, કે રક્ષાબેન હવે પોતાને આવેલા સ્વપ્ન વિશે ૨૫ સેકન્ડમાં બોલશે. તો શરૂ કરો – અને રક્ષાબેન જે સૂઝે તે બોલવા માંડે. બાજુનાં બેન કે ભાઈ તરત વાંધો લે કે એમણે સ્વપ્ન શબ્દ ગયા વાકયમાં બેવડાવ્યો હતો, એ અમુક જગ્યાએ અટકી પડ્યા'તાં, ખચકાયાં'તાં, વગેરે. આવી બધી ભૂલો કઢાય ને રક્ષાબેનનો દાવ જાય. એમને માર્ક ન મળે અથવા એમના માર્ક કપાય.

અને પૂછવાનું મન થાય છે કે આ કાર્યક્રમના આયોજકોને ભાષાની પ્રકૃતિની કંઈ ખબર છે ખરી? અભિવ્યક્તિ અને સુન્દર અભિવ્યક્તિ વચ્ચેનો ભેદ એમણે કઈ રીતે પ્રમાણ્યો છે? અમુક સેકન્ડોમાં પૂરી કરવાની આ વાત વિશે અનેક સેકન્ડો સુધી નિર્ણાયક અને સંચાલક સહિતનાં બધાં જ ઝગડે છે! ને ત્યારે એમની જ અભિવ્યક્તિ એવાં જ દૂષણોથી ખદબદતી હોય છે! એમને ખબર નથી કે આજનું ભાષાવિજ્ઞાન બોલાતી ભાષાને જ શ્રદ્ધેય ગણે છે. આજે ભાષાની જીવન્તતાનો મહિમા છે. એ રીતે બોલાય તેમા કશું દોષ કે સ્ખલનરૂપ નથી મનાતું. આ કશી ભાષાકીય રમત હોય તો પણ એના કયો આનન્દ છે? અને દર્શકોના આનન્દનું શું? આયોજકો જાણે સડસડાટ બોલી જવાની કશી પરીક્ષા લઈ રહ્યા હોય એવું બધું એકદમ વરવું લાગે છે. એક–નો–એક શબ્દ બીજી વાર આવે એને એઓ ભૂલ ગણીને માર્ક કાપે છે! એમને અભિવ્યક્તિના સહજ અને દૂષિત લેખી શકાતાં ખરાં ધોરણોની ખબર નથી. પુનરાવર્તન માત્રને દોષ ગણનારા ઇરાદાપૂર્વકના સાભિપ્રાય પુનરાવર્તનની ખૂબીને તો ઓળખે જ કેવી રીતે? સમજાતું નથી કે એઓ યુવક-યુવતીની કેવી પરીક્ષા કરવા માગે છે, એમની પાસેથી કેવું બોલાવવા માગે છે. દૂરદર્શન પર મિનિટો લગી ચાલતી આ ખરચાળ મગજમારી છે. એ જલ્દીથી સમજાય તો સારું.

આવી બધી વાતોથી નિરાશ મારા જેવાને રોજે રોજ જાતભાતના ટીવી-છબરડા સાચે જ ઉશ્કેરના હશે. કટક દૂરદર્શને 'રથયાત્રા'નું અંગ્રેજી કર્યું, 'કાર ફેસ્ટિવલ'! એયે બહેન હતાં. એમણે રથયાત્રા તો નાનપણથી જોઈ હશે પણ કાર ફેસ્ટિવલ નહીં જોયો હોય – નહીં તો આવો

દુષ્ટ તરજૂમા ધરતાં ખચકાય. એમઆરએએસ જેવાં નેશનલ બ્યૂઅરશિપ ઑડિટ પ્રકારનાં સંગઠનો એકથી વધુ હોવાં જોઈએ. ગુજરાત ખાતે એવું એક દર્શક-મંડળ તાકીદે ઊભું કરવાની જરૂર છે. આજે તો સ્થાનિક કાર્યક્રમોને જાહેરમાં પડકારનારું કોઈ છે જ નહીં. એ સંજોગામાં આશ્વાસનો અંક કરવાં એ જ રસ્તો છે:

અમદાવાદ દૂરદર્શનનો એક માત્ર આશ્વાસક કાર્યક્રમ હવે તો 'ભલા ભૂંસાના ભેદ ભરમ' જ રહ્યો છે. સમાજજીવનના જુદા જુદા પ્રશ્નોને નાટ્યાત્મક વાચા આપવામાં એના લેખક રજની શાસ્ત્રી અને નિર્માતા ભરત દવેને સારી એવી સ્વીકૃતિ સાંપડી છે. ભલાકાકા, ભૂંસાલાલ અને ભલાકાકાનાં પત્નીની ભૂમિકામાં બધાં એકદમ આકર્ષક બની ગયાં છે. નેશનલ ટેલિ પર હાલ માત્ર 'બુનિયાદ'નું આશ્વાસન છે. એના વિશાળ પટ દરમ્યાન એ લચકાઈ નહીં જાય તો એને 'હમલોગ'થી પણ વધુ સફળતા મળવાની છે. 'છોટે બડે' મોડું મોડું પણ જામવા લાગ્યું છે. ઘરનાં વડીલોની લાડકી મિટ્ઠુ હવે દર્શકોને પણ ગમવા માંડી છે. શનિવારની બપોરે હસને-હસાને આવેલા 'ચિમણુરાવ'ને હવે ડીડીના નૉન-ટૉપ નોન્સેન્સે ભગાડી મૂક્યા છે. સીરિઅલો કશી પણ પૂર્વસૂચના વિના બંધ કરી દેવાની અમલદારશાહી દૂરદર્શન પર હજી ચાલુ જ છે. પ્રજાને એમાં પોતાનું અપમાન નહીં લાગે ત્યાં સુધી એ લોકો એવી ગુસ્તાખી કર્યા જ કરવાના છે. 'ફેમસ ફાઈવે' બતાવી આપ્યું છે કે 'એક દો તીન ચાર' કેટલું મૌલિક હતું. ચિલ્ડ્રન્સ ફિલ્મ અંગેની અધ્યક્ષીય જવાબદારી ખરેખર સંભાળતા અમોલ પાલેકરે 'કચ્ચી ધૂપ' જેવી બાળકો માટેની એક જેન્યુઈન સીરિઅલ આપી છે. આવાં ને આવાં ગીત-સંગીતથી ઓપતાં એનાં એપિસોડ્સ આવતાં રહેશે તો પાલેકરનો શ્રમ સાર્થક નીવડવાનો છે.

જયુ અને નચિકેત પટવર્ધનની 'અનન્તયાત્રા' ફિલ્મના તાજેતરના પ્રીમિઅર ટેલિકાસ્ટથી કલાપ્રેમીઓને આનન્દ જ થયો છે. અનન્ત અને નિર્મળા ગોડબોલે જેવું આધુનિક અને પ્રગતિશીલ કપલ ભાગદોડની આપણી આ સભ્યતાનું આબાદ પ્રતિનિધિત્વ કરે છે. નચિકેતે ઇન્ટરવ્યુમાં કહ્યું હતું તેમ આપણી વર્ક-સિચ્યુએશનમાં કે હોમ-સિચ્યુએશનમાં કશુંક બિઝાર જરૂર છે. આપણા સૌનું ક્યાંકથી જરી ખસી ગયેલું

છે અને એની આપણને ખબર નથી. પારસી જાદુવાલા પાસેથી ગોડબોલે કાલિદાસની શકુન્તલાને પોતાનાં દુઃખદર્દની દુનિયામાં ખેંચી લઈ જાય છે અને ખરચાળ સમાધાન મેળવે છે. છતાં ફિલ્મ પતિ, પત્ની ઔર વોની સ્કીમમાં ધોવાઈ જતી નથી. શકુન્તલા બ્યુટિફૂલ અને નેચરલનો પર્યાય બનીને પ્રકૃતિથી દૂર દૂર ચાલી ગયેલા અનન્ત ગોડબોલેને છેવટે એના કેન્દ્રમાં રોપી આપે છે. પોતાની જ પૂંછડી શોધતા કૂતરા જેવો આજનો માણસ કશેક અટકે, પાછો ફરે તો ખાસ કશું બગડી ગયું નથી. આવા મૂળભૂત પ્રશ્નની વાત કરતી 'અનન્ત યાત્રા'એ સમાન્તર સિનેમામાં નવો મુદ્દો ઉપસાવ્યો છે.

ગોડબોલે શકુન્તલાને ટીવીનું ઘેલું લગાડી શકે તે પહેલાં એને કહે છે: પ્રજાની સેવામાં લાગેલી સરકાર અમારું મૂળભૂત પ્રશ્નો તરફથી ધ્યાન હઠાવવા અમને ટીવી બતાવે છે, અને એક વાર નજર ફસાઈ જાય પછી કશું જ દેખાતું નથી. ફિલ્મમાં છેવટે શકુન્તલા ગુસ્સાથી ટીવી તોડી નાખે છે. આપણે આપણો ટીવી તોડી નાખવાનો નથી. કેમકે એવું આપણું સાચકલું જિગર બચ્યું જ નથી. પણ નજર ફસાઈ ના જાય એટલું તો કરી શકીએ છીએ. કેમકે જોવા-સરખું ચોતરફ ઘણુંબધું પડ્યું છે...

૨૪-૭-૮૬
૨-૮-૮૬

# ૨૬

# વિરૂપ જીવન, રૂપાળી કળા

છેલ્લાં કેટલાંક વર્ષો દરમ્યાન દિલ્હીની નેશનલ સ્કૂલ ઑવ ડ્રામાએ અને પૂનાની ફિલ્મ ઈન્સ્ટીટ્યૂટે દેશને ન્યૂવેવ થીએટર અને પૅરેલલ સિનેમાની મહામૂલી ભેટ ધરી છે. એથી નિષ્પ્રાણ રંગભૂમિને આધુનિક કલાનું પરિમાણ મળ્યું છે અને હિન્દી સિનેમા ઉદ્યોગ સામે આર્ટ ફિલ્મોનો એક આકર્ષક વિકલ્પ ઊભો કરી શકાયો છે. ગિરીશ કર્નાડ અને શ્યામ બેનેગલની પાછળ પાછળ છેક ગોવિન્દ નિહાલાની જેવા બીજા અનેક દિગ્દર્શકોની નવતર પરમ્પરા ઊભી થઈ છે. નસીરુદ્દીન શાહ, ઓમ પુરી, સ્મિતા પાટીલ કે શબાના જેવાં બીજાં અનેક નવાં કલાકાર – નામો આજે પૂરી સાર્થકતાથી ઊપસી આવ્યાં છે. તો ભારત ભવન જેવાં કલાધામોમાં આ નૂતન કલા – ઉન્મેષ અન્ય કલાઓમાં પણ પ્રસર્યો છે. આવા સ્પષ્ટ વિકાસના એક જનક તરીકે બી. વી. કારન્થનું નામ પણ હમેશાં નોંધપાત્ર ગણાયું છે.

પણ વિભા મિશ્રની હત્યાના કહેવાતા કૃત્યથી દેશ આખામાં કારન્થ આજે એક લેજન્ડ બની ગયા છે. નાટ્યવિદના જીવનમાં સરજાયેલા આ એકદમના વાસ્તવિક નાટકે દેશના કલાકારોને તેમજ વિચારકોને ચિન્તા અને ચિન્તનમાં નાખી દીધા છે.

નવોન્મેષના આ બધા સર્જકોએ માધ્યમનો સાર્થક ઉપયોગ કરતી કલાને આગળ કરી છે. એ કલારૂપમાં જીવન પ્રત્યેની નિસબત અને નિષ્ઠાનો પરચો મળ્યો છે. વાસ્તવિકતા સામે આ સૌએ ઝનૂનપૂર્વકનો આક્રોશ પ્રગટાવ્યો છે. દેશના આર્થિક, સામાજિક અને રાજકીય પ્રશ્નોના

હાર્દમાં પ્રવેશતી આ કલા એક અપૂર્વ એક્સ્પોઝર પુરવાર થઈ છે. 'અંકુર' થી 'આઘાત' લગીનો ઇતિહાસ આની સાક્ષી પૂરશે. 'પાર્ટી' જેવી તાજેતરની ફિલ્મમાં તો ખુદ કલાકારોના જીવનની તિરાડો દર્શાવીને એમની પ્રતિબદ્ધતાનું વાસ્તવિક ચિત્ર ખુલ્લું મૂકવાનો પણ પ્રશસ્ય પ્રયાસ થયો છે. આવી સાચુકલી કલાને વરેલા કલાકારોનું જીવન પણ સચ્ચાઈઓને વળગેલું હોય, એમાં પણ સત્યને માટેનો તન્ત અને સંગ્રામ ઊભરતો હોય. હિન્દી સિનેમાનાં નટ-નટીઓના જીવનમાં હોય તેવાં જૂઠાણાં કે સસ્તુ ગ્લેમર આ ઊંચા સર્જકોના જીવનમાં ન હોય. હકીકતે એઓ મૂઠી ઊંચેરા હોય. આવું બધું આપણે સ્વાભાવિકપણે જ માનીએ. એમ માનવું જ પ્રજાને રુચે, ગમે. પરન્તુ કારન્થ અને વિભાની ઘટનાએ આવી કશી લોકમાન્યતાને ખોટી પાડી છે. એમની કલા અને એમનાં જીવન વચ્ચેની વિસંવાદિતાને એના નગ્ન સ્વરૂપે આગળ કરી છે. આવા પ્રસંગોએ લોકોનો કલા અને તેના સર્જકોમાંનો વિશ્વાસ ઊડી જતો હોય છે. પોતાના ગુરુને નપુંસક કહી શકતી અભિનેત્રીએ ગુરુ-શિષ્યા વચ્ચેના કહેવાતા પવિત્ર સમ્બન્ધ આડેનો પરદો હઠાવી નાખ્યો, તો ગુરુએ એને જીવતી સળગાવી દેવાનો વળતો પ્રયાસ કરીને આખી વાતનો ખાતમો બોલાવી દીધો. એ ખરું છે કે આવા સમ્બન્ધો દેખાય એટલા સાદા નથી હોતા, પૂરા સંકુલ હોય છે. પણ કોર્ટ જો પુરવાર કરશે કે આ અકસ્માત નહોતો અને હત્યાનો પ્રયાસ હતો, તો બધું બહુ ઘૃણ્ય બની રહેશે. વિભા-કારન્થ વચ્ચેનો જીવનસમ્બન્ધ આજે તો માત્ર ચર્ચાસ્પદ બન્યો છે, પણ ત્યારે નર્યો તુચ્છ અને પામર પુરવાર થશે. પ્રેમ કે વાસનામાં રાગાવેગ અને ઝનૂનને અવકાશ નથી એમ નહીં, પણ ઊંચો પ્રેમ કદી ઘાતક હોતો નથી, સહિષ્ણુ અને ક્ષમાશીલ હોય છે. ન્યૂરોસિસ અને કલાસર્જનને ગાઢ સમ્બન્ધ જરૂર છે, પણ માનવહત્યા લગી વિસ્તરનારો મનોરોગ કશી પણ કલાનું સર્જન કરવાની તમામ લાયકાતોને નષ્ટભ્રષ્ટ કરી દે છે. જીવનનો દ્રોહ કરીને જીવનને ચાહવાની વાતમાં હમેશાં કશીક બનાવટ હોવી જોઈએ. એવી ખોખલી બુનિયાદમાંથી પ્રગટેલું સર્જન ગમે તેટલું આકર્ષક હોય, શંકાતીત બની શકતું નથી. એના સ્વીકારને વિશે પ્રશ્નો જન્મે છે. એની અધિકૃતતા અને પ્રતિબદ્ધતામાં વહેમ પડે છે. એનો પ્રસાર હમેશાં કુણ્ઠિત બની જાય છે. વિરૂપ

જીવનની સરખામણીએ રૂપાળી કલા કાયમ સાદી પુરવાર થઈ છે, જીવનની સંકુલતા આગળ કલાની સંકુલતાનો કોઈ હિસાબ નથી. આ સત્યને આ દુર્ઘટનાએ એક વધુ વાર દોહરાવ્યું છે.

વિભાને કારન્થ માટે આટલો બધો ધિક્કાર થવાનાં શાં કારણો હશે તે આપણે નથી જાણતા. પોતે અકસ્માતે દાઝી ગઈ છે એવું નિવેદન આપીને એણે કારન્થને બચાવી લેવાનો લૂલો પ્રયાસ કર્યો છે. વિભાને બળી મરતી રોકવા પોતે ધસી ગયેલા એવું કારન્થનું પહેલું નિવેદન સાચું ભાસે છે. પરન્તુ, 'મને ષણ્ઢ કહ્યો તેથી મેં એને સળગાવી દીધી' એવું એમનું બીજું નિવેદન વધારે સાચું લાગે છે. આ બીજું નિવેદન સાચું હોય, તો એમાં કારન્થના જીવનની ભલે કરુણ પણ ભારે અધિકૃત એવી અસ્તિત્વશીલ ક્ષણનો હિસાબ મળે છે. એમના જીવનની એ કટોકટ પળ હોવી જોઈએ. એ નબળાઈનો કારન્થે નિવેદન આપીને આડકતરો એકરાર કર્યો છે. હત્યાનો પ્રયાસ કબૂલતા કારન્થે પોતાની મહાનતાનો જ પરિચય આપ્યો છે, એમાં એમણે કશું તિરસ્કરણીય પલાયન નથી દાખવ્યું. નિંદ્ય અને સામાન્ય ગુનેગારથી એઓ આ વાતે જુદા પડે છે. અલબત્ત, ગુનાનો એકરાર કરવાથી એની સજામાંથી ઊગરી જવાતું નથી, નીચતાને જરૂર ઘટાડી શકાય છે. જો કે કાયદો કશી વધઘટ વિના કારન્થને આવશ્યક સજા કરશે એમાં જ ઔચિત્ય જળવાશે.

કલાકારોના વિશેષાધિકારોને કબૂલ રાખીએ, એમનાં અસ્તિત્વશીલ સર્જનને માણીએ-પ્રમાણીએ, ત્યાં લગી બરાબર છે. પરન્તુ આવાં કૃત્યો અંગે એમને અક્ષમ્ય લેખીએ તો જ ન્યાય કરી શકીએ. ચિત્તની અસાધારણતા અથવા ઍબ્નોર્માલિટી સર્જકતાને પોષક હોઈ શકે છે, પણ તેથી કરીને સર્જકોને સમાજમાં અસાધારણ કૃત્યો આચરવાનો પરવાનો મળી જતો નથી. કલાકાર રંજાડ કરે, તો પણ એને માથે બેસાડીને રાચવું કે નાચવું એ મૂઢતા છે. એક ઉત્તમ નાગરિક તરીકેના સ્વસ્થ ચારિત્ર્યની એની પાસેથી હમેશાં અપેક્ષા રહે છે. કોઈ જમીનદારની હિંસ્ર અને જાડી વાસના એક કલાકારની ન હોય. એણે તો પોતાની તમામ વાસનાઓનું સંવરણ સાધ્યું હોય છે. કશા સબ્લાઈમ્ડ્ લેવલે હોઈને જ એ કલાકાર હોઈ શકે છે. એનો જીવનરાગ સ્વસ્થ અને સૂક્ષ્મ હોય છે.

હકીકતે કારન્થ-વિભાની દુર્ઘટનાએ આ પ્રતિબદ્ધ અને ક્રાન્તિશીલ કલા વિશે, એના સર્જકો વિશે અને એ જે દેશકાળમાં વિકસી રહી છે તે સંદર્ભ વિશે અનેક નવા સંકેતો સ્ફુરાવ્યા છે. કલા, કલાકાર અને તેના સાંસ્કૃતિક સંદર્ભ વચ્ચેની અણછતી વિસંવાદી ભાતને ખુલ્લી કરી છે. કલા રૂપસુન્દર હોઈને પણ છેતરી શકે છે, તો ક્રાન્તિપ્રેરક બનીને પણ છેતરી શકે છે. રુચિ, આસ્વાદ, મૂલ્યાંકન કે પ્રસારને માટે આવી કલાએ હમેશાં કશીક વિશિષ્ટતાની અપેક્ષા રાખી હોય છે. કશી આગવી તાલીમ વિના કે આગવા માનદણ્ડો વિના આવી કલાસૃષ્ટિને માણવા-પ્રમાણવાનું હમેશાં અશક્ય બની રહે છે. ખાસ અર્થમાં એ આપણને ઍનાલિટિક થવાની ફરજ પાડે છે. આપણને એ એમ કહે છે કે કલાનું સત્ય પામવા ઇચ્છતા હો, તો એના સર્જકના જીવનને ભૂલી જાઓ. કલાનો રસાનન્દ લૂંટવો હોય, તો એના સર્જકની બધી જ અંગતતાઓને વીસરી જાઓ. આ કલા સ્વાયત્ત છે અને તેમ હોઈને જ તમારામાં એ ક્રાન્તિ પ્રેરી શકે. આ આકર્ષક અને ખરું ભાસતું દૃષ્ટિબિન્દુ ઘણું ચિન્ત્ય છે. કલા પરત્વેનું આથી જુદું એક સિન્થેટિક દૃષ્ટિબિન્દુ પણ છે...

૫-૬-૮૯
૧૯-૬-૮૯

# કલાકારની અસાધારણતા પોતે જ મૂલ્ય છે?

દેશના દાંત-મોએ ચડેલા બી. વી. કારન્થ પર વિભા મિશ્રની હત્યાનો આરોપ છે. વિભાના જીવન-મરણની ઘડીઓ ગણાઈ રહી છે અને કારન્થને જ્યુડિશિઅલ કસ્ટડીમાં રખાયા છે. વિભા મિશ્ર કારન્થની શિષ્યા અને પ્રેયસી તો છે જ, એક સફળ અભિનેત્રી પણ છે. કારન્થ કલા અને પોતાના દેશકાળને વિશેની ઊંડી નિસબત ધરાવતા પ્રતિબદ્ધ અને સંવેદનશીલ કલાકાર છે. અનેક સમસામયિક કલાકારોને કેળવી ચૂકેલા કલામર્મજ્ઞ ગુરુ છે. વિભા-કારન્થની આ નોંધપાત્ર વીગતોએ આખી ઘટનાને તીવ્ર સનસનાટીમાં ફેરવી નાખી છે. બંને કોઈ સામાન્ય મનુષ્યો હોત તો હત્યાના પ્રયાસનો આ બનાવ થોડાક જ દિવસમાં છાપાંની પસ્તી બની ગયો હોત.

દેશમાં છાશવારે લોકો પોતાની સ્ત્રીઓને ફૂંકી મારતા હોય છે. એમાં મૂઢતા, અકળામણ, લાચારી અને ક્રૂરતાનું મિશ્રણ હોય છે. કારન્થનો બનાવ એવી સ્થૂળ હિંસાનો નથી. એક સમજદાર કલાકારના સચ્ચાઈભર્યા જીવનમાં જાગેલો નાજુક અને એટલો જ ગમ્ભીર મામલો છે. એનો સીધો સમ્બન્ધ કલા અને કલાક્ષેત્ર સાથે છે. કલાના સ્વીકાર અને મૂલ્યાંકન સાથે પણ છે.

કલાના આસ્વાદ કે મૂલ્યાંકન વખતે માત્ર કલાકૃતિને ધ્યાનમાં લઈએ એ બરાબર છે. એ વખતે કલાકાર અને વ્યક્તિ એકેયને વચમાં ન લાવીએ એ પણ બરાબર કહેવાય. પરન્તુ એ કશું ગુનાહિત કૃત્ય કરે કે એનાથી થઈ જાય ત્યારે ખાસ્સી સાવધતા દાખવવી પડે. મનુષ્ય હોઈને વ્યક્તિ માત્રને ગુનો કરવાની છૂટ છે. બલકે એક અર્થમાં એ એનો અધિકાર પણ છે. કોઈપણ સમાજને કલાકારની એ વ્યક્તિતા પર તરાપ મારવાનું

કારણ હોઈ શકે નહીં. પરન્તુ વ્યક્તિએ કરેલું હત્યાની કક્ષાનું કૃત્ય કલાના રૂપાળા આવરણથી છાવરી શકાય નહીં. વ્યક્તિ કલાકાર હોવાથી કૃત્યની ગુનાઈતામાં કશો ફેર પડવો ન જોઈએ. ગુનો ગુનો છે એ વાતનો પૂરી સફળતાથી સ્વીકાર થવો જોઈએ. કલા કે કલાકારને ખાતર કશું અઘટિત કૃત્ય ચલાવી લેવાની વાત ઠીક ઠીકપણે રોમાન્ટિક છે. કલાની એવી શેહ-શરમ ભરવા જતાં છેવટે તો કલા, જીવન, સંસ્કૃતિ સૌને ખમવું જ પડે છે. કલાને મનુષ્ય અને તેના જીવનથી પણ ઊંચે બેસાડવાની વાતમાં કશું વજૂદ નથી.

આવા પ્રસંગોએ કલાકાર અને વ્યક્તિ એવો ભેદ કરવાથી શો લાભ છે? ખરેખર તો ત્યારે કલાને વિશેના ઍનાલિટિક દૃષ્ટિબિન્દુની મર્યાદા પ્રગટે છે. ગુનાઈત કૃત્ય કરે તો પણ વ્યક્તિને એના કલાકાર સ્વરૂપે જોયા કરવાની ચાલુ દૃષ્ટિનો ત્યારે મોટો દોષ પ્રગટે છે. એને એક સમર્યાદ માનવબાળ ગણવાને બદલે 'કલાકાર' નામના બંધ કન્સૅપ્ટમાં જોવાની વાત પોતે જ સિદ્ધાન્તદોષવાળી છે. કલાકારોને વિશેની આવીતેવી ભ્રાન્ત સહાનુભૂતિથી કલાને સમજવામાં કશી જ મદદ મળતી નથી, બલકે ન્યાય-અન્યાયની સિસ્ટીમને ત્યારે આપણે વગર કારણે ડહોળી નાખવાનું કરીએ છીએ. કલાના પ્રભાવે કરીને કોઈપણ સભ્યતા, સંસ્કૃતિ કે સિસ્ટીમ તૂટે કે બદલાય એ આવકાર્ય છે. કલા પાસેથી એવી સમૂળી ક્રાન્તિ હમેશાં અપેક્ષિત છે. પણ યાદ રહેવું જોઈએ કે એ કામ કલાકારે પંડે કે જાતે નથી કરવાનું, એની કલાએ કરવાનું છે. પરિવર્તન કલાકાર-વ્યક્તિનું કર્તવ્ય નથી, કલાનું ખુદનું એક આશાસ્પદ પરિણામ છે. સનસનીખેજ જીવન જીવતો કલાકાર ક્રાન્તિશીલ કલા સરજી શકે ખરો, પણ એવું જીવન કશી ક્રાન્તિ કરી શકે નહીં. કલા કલા છે એ વાતનો પણ પૂરી ચોકસાઈથી સ્વીકાર થવો જોઈએ.

કલાકારને પ્રેયસી હોય એ વાત સમાજે સહજભાવે સ્વીકારી લીધી છે. એનો દેખાડો કરી શકાતો નથી તેમ એનો ઢાંકપિછોડો પણ નથી કરવાનો. છતાં આખા સમ્બન્ધમાં જવાબદારીનું ઊંચું ભાન પ્રગટવું જોઈએ. એ ચાલુ આડો વ્યવહાર બની રહે તે ન ચાલે. હમણાં સિમોન દ બુવ્વારનું અવસાન થયું ત્યારે ઘણા ગુજુ સાહિત્યકારો પોતપોતાની બુવ્વારને આગળ કરવા લાગેલા. સમાજના ચોકઠાને ઠેકી જવા માટેની ભારોભાર હિમ્મત

સાર્ત્ર-બુવ્વારમાં હતી જ, પરન્તુ એવા કશા નામ વિનાના સમ્બન્ધને જીવનભર ધારી રહેવાની સમજ એમનામાં સદાય વિકસી હતી. એ કોઈ લફરું કે રૅન્ડેવુ નહોતું. સાર્ત્ર-બુવ્વારનો વિલક્ષણ જીવનસહચાર આ સદીની એક અનોખી ઘટના હતી. બંનેના સર્જનમાં આવા તાતા જીવતરની ખુમારી પ્રગટી છે. એમની અસાધારણતાએ કલામાં આગળ જઈને અન્તે તો મનુષ્ય-મહિમાને જ દઢાવ્યો છે. આપણા નવલકથાકારો કે નાટયકારો જીવનમાં સમ્બન્ધોને સપાટી પર જીવે છે. એમાં તુચ્છતા, તકલાદીપણું અને બનાવટ હોય છે પરિણામે આપણા સાહિત્યમાં સસ્તા પ્લૉટની કરામતો ઉભરાય છે. આપણું સર્જન આપણાં જીવન જેવું કન્ટ્રાઈવ્ડ અને પોલું છે. પ્રેમ, પ્રણય કે જાતીય સમ્બન્ધોનું ખરું સાહિત્ય આપણે ક્વચિત જ રચ્યું છે. નર-નારી વચ્ચેના વિજાતીય સમ્બન્ધની પૂરી ભાત હજી આપણા લેખકને સમજાઈ નથી. એવો છીછરો સાહિત્યકાર સજાતીયની તો વાત જ શી રીતે કરવાનો છે? બધે બધી સસ્તી રોમાન્ટિક કલ્પના-સૃષ્ટિઓ ચગેલી છે.

ગુજરાતી કે ભારતીય સાહિત્યકાર ક્રાન્તિની વાત કરવા જાય છે ત્યારે હાસ્યાસ્પદ ઠરે છે. કારન્થ વગેરે નવતર નાટક-સિનેમાના સર્જકો પરિવર્તન કે ક્રાન્તિની પ્રાથમિકતામાં રાચે છે, એમની કલા પણ એક ઇડીઅમની ફૉર્મ્યુલામાં ફર્યા કરે છે. વાસ્તવિકતાને અમુક ઍન્ગલથી એક્સ્પોઝ કરવાથી વિશેષ કશું એમનાથી હજી નથી થયું. એમની આકર્ષક સફળતાને આવી વેધક નજરે જોનારું વિવેચન આપણે ત્યાં હજી નથી ઊપસ્યું. સર્જકોની જેમ વિવેચકો પણ કલાને જીવનથી ચાતરીને જોનારી ઍનાલિટિક દૃષ્ટિનો ભોગ બનેલા છે. પ્રેમની અમસ્તી વાતથી કે ક્રાન્તિના આછાશા આક્રોશથી એ લોકો ઝડપથી રીઝી જતા હોય છે. બૌદ્ધિક ઊંચાઈ વિનાનું આપણું કલાવિવેચન આવા ખાસ અર્થમાં પ્રશસ્તિખોર છે. કલાકારની અસાધારણતા પોતે જ મૂલ્ય નથી. પાગલો પણ અસાધારણ હોય છે, આવેગો અને આવેશો ગુનેગારોને પણ થાય છે. લાગણીની તીવ્રતાથી સર્જન જ નહીં, સંહાર અને વિસર્જન પણ થઈ શકે છે. છતાં જીવન-સમજની ભૂમિકા માત્ર કલાકાર પાસે જ હોય છે. પોતાની અસાધારણતાને એ કલાનું સાધન સમજે છે, અસાધારણતાનું શક્ય તેટલું છેવટે તો નિરસન કરે છે. આવા વિશિષ્ટ અર્થમાં કલાકાર નમ્રથી અતિ નમ્ર બનવા મથતો હોય છે. જીવન આગળ હમેશાં પોતાને

ઝૂકેલો ગણી શકે તો જ સરજી શકે એવી એની સમજ દિવસે દિવસે દૃઢ થતી આવે છે. ઝાં જેને અનાથ પરિસ્થિતિમાં ઉછરેલા. સમાજ સામે દાઝે બળતા હતા એટલે એનાથી ફૂંટાઈને રહ્યા — ચોરી, જુગાર, વ્યભિચાર એ જ એમનું જીવન બની રહ્યું. એક ગુનેગારને કે તડીપારને હોય એ બધા જ લક્ષણો આ જગવિખ્યાત કવિ અને નાટચકારને હતાં. શુભ અને દુરિતના અંતિમોમાં સતત અફળાઈ–કુટાઈને જીવેલા જેનેની કલાસૃષ્ટિમાં વાસ્તવ અને કલાની એકરૂપતા આપણને ભુલાવામાં નાખી દે એટલી બધી સ-રસ છે. સાર્ત્રે એમને એમના સુખ્યાત પુસ્તક 'સેઈન્ટ જેને'માં સન્ત કહ્યા છે! એક ચોરને સન્ત તરીકે મૂલવનારો સમ્પ્રજ્ઞ વિવેચક આપણી સુભ્યતામા એક અશકચતા છે. યાદ રહે કે સાર્ત્રે જેનેના જીવન-કૃત્યોને લગીરેય છાવર્યા નથી. ખરેખર તો એમનાં સર્જનને એમના જીવનની ચાવીઓથી જ ખોલ્યાં છે! કલાને પ્રમાણવાને માટેનું એક ધીંગું સિન્થેટિક દૃષ્ટિબિન્દુ પામવા ઇચ્છનારે 'સેઈન્ટ જેને' અવશ્ય વાંચવું જોઈએ.

સર્જક કલાકારની કારકિર્દીમાં જીવન અને કલા હમેશાં એકમેકને કરેક્શન પૂરાં પાડે છે. ક્રોસચેકિન્ગ કરવાની ટેવ પાડે છે. એટલે તો કલાકાર પોતાના દરેક છેલ્લા સર્જનથી અસંતુષ્ટ રહે છે. એમનામા ઉત્તરોત્તર જીવનની અખિલાઈ પ્રગટે છે — એવી અખિલાઈ જેમાં કલાસર્જને પણ સાધન બનીને હડી જવાનું હોય છે. પોતાની કલાને ઉલ્લંઘી જઈને વિકાસ પામતા સર્જકની વાત જ ન્યારી છે. એનું સર્જન ક્રમે ક્રમે એને પણ બિનંગત અને નિર્વૈયક્તિક બનાવે છે. એ રોજરોજ જાહેર અને સર્વભોગ્ય બનતો આવે છે. એની વિસ્તારશીલ ચેતના પોતાની પ્રભાવકતા ગુમાવ્યા વિના જીવનની પ્રત્યેક વાસ્તવિકતાને ભેટે છે. સાચો કલાકાર આ દૃષ્ટિ અનુસાર હમેશાં પોતાના અંગત જીવનથી પણ અસંતુષ્ટ રહે છે, કશાપણ સ્ખલનને સહી લેતો નથી. આવી પારગામી–ટ્રાન્સેન્ડન્ટ –કલાનો તબક્કો દેશના સમસામયિક નાટક-સિનેમામાં શરૂ નથી થયો. નવોન્મેષ પરિણામકારી બનીને વાસ્તવિકતામાં પ્રસરી જાય એવી બુનિયાદ નથી ધરાવતો. એટલે જ એનો સ્વીકાર ગંઠાયેલો છે — પ્રજા કે શાસનની નજરમાં એ એક અચરજથી વિશેષ નથી.

૨૩–૬–૮૬
૧૭–૭–૮૬

# ૨૮

## કાગડા કાગડા કઢી પીવા આવ—

બાળપણમાં લંગડી કે હુતુતુતુ રમીને થાકીએ એટલે સાંજના અમે ઓટલે બેસીને 'કાગડા-કાગડા કઢી પીવા આવ' રમતાં. ઘૂંટણ પર હથેળીઓ થોપીને દરેક જણ કહેતું કે 'મને બહુ ખૂંચે છે.' આમાં કાગડો થવાનું તો કોને ગમે? પણ 'બહુ ખૂંચે છે' કહેવાની બધાને મજા આવતી. આજે વિચારતાં હસવું આવે છે, કે શું બહુ ખૂંચતું હશે... પછી એનોય કંટાળો આવતો અને અમે બીજી વાતોએ ચડતાં. કોઈ પૂછી બેસતું: મને તો રમવું બઉ ગમે. આ ભણીગણીને મોટા શું કામ થવાનું? જવાબ મળતો: કમાવા. કમાવાનું શું કામ? પૈસાદાર થવા, પૈસાદાર શું કામ થવાનું? સુખી થવા. સુખી શા માટે થવાનું? મજા કરવા – એમ આડેધડ પ્રશ્નોત્તર ચાલે. છેલ્લે પછી એમ પુછાતું મજા શા માટે કરવાની? બધાં એકઅવાજે બોલી પડતાં: મજા કરવા. ને દોડતાંકને સૌ પોતપોતાના ઘરમાં ભરાઈ જતા. સાજનો એ રમતિયાળ કલશોર ઢળતી રાતમાં ડૂબી જતો.

અને એવું જ નથી બનતું? મોટા થઈએ છીએ તેમ તેમ બચપણની એ મજાઓ ભુલાતી જાય છે. મજા ખાતર મજાની રમત કરમાઈને આપણી જાણ બહાર ખરી પડે છે. શૈશવના એ કલશોરની સ્મૃતિ પણ રહેતી નથી. અનેક પ્રશ્નો આપણને મૂંગા છતા માતેલા પ્રાણીઓની જેમ ટોળે વળી વળગ્યા હોય છે. જરાક વિચારીએ તો તુર્ત જ સમજાય છે કે દિવસ આખો પ્રશ્નો લઈને ઊગ્યો છે. આખો દા'ડો માણસ નાની-મોટી વાતોમાં અટવાયેલો રહે છે, પ્રશ્નોની ઝાડીમાં ખોવાયેલો રહે છે ને આમ જ

સાંજ પડી જાય છે. રાત ઊતરી આવે છે. મરણ લગીના બધા જ દિવસો આવા જ એકધારા હોય છે, પ્રશ્નોથી ભર્યાભર્યા હોય છે. ઘણી વાર તો જીવન પોતે જ એક મહાપ્રશ્ન સમું ભાસે છે અને માણસ ઘડીભરને માટે ધીમી શૂન્યતામાં મૂઢ જેવો ખોવાઈ જાય છે.

જોકે પ્રશ્નો ઊભા કરનારું પ્રાણી સંસારમાં માત્ર મનુષ્ય છે. પ્રશ્નો એને વળગ્યા છે એમ કહેવા કરતાં એમ કહેવું વધારે સાચું છે કે એ પ્રશ્નોને વળગ્યો છે. પ્રશ્ન જ મનુષ્યનું આગવું સત્ય છે – પ્રશ્ન ન હોય તો માણસ નથી હોતો. માનવીય અસ્તિત્વ માત્ર એક ગૂંચ છે, પ્રશ્ન છે. ગૂંચવાડાની ઘણી મજાઓ છે કેમ કે એનાથી જીવન રમણીય અને જીવવા જેવું લાગે છે. પ્રશ્નહીન તો કશું કાલ્પનિક સ્વર્ગ હોઈ શકે. મનુષ્યલોક ગૂંચની વેદના-વ્યથાથી રચાયેલો એક નર્યો વાસ્તવિક રઘડો છે. માણસજાત એ રઘડાને જળોની જેમ ચોંટીને રહી છે. માણસને જ બહુ ખૂંચે છે અને એ જ કાગડાને કઢી પીવા બોલાવે છે. પ્રશ્નો સંસારમાં કાગારોળ મચાવી મૂકે એટલા છે, છતાં માણસની એ પ્રશ્ન કરવાની ખૂંચ શમતી નથી. માણસની જિજ્ઞાસાને પાર નથી, માનવીય કુતૂહલને છેડો નથી, આગળના જમાનામાં લખવાનો મહિમા ઓછો હતો, પૂછવાનો વધારે હતો. 'પૂછતાં પણ્ડિત નીપજે, લખતાં લહિયો થાય' એ કહેવત એટલે જ પડેલી. પ્રશ્ન મૂર્ખને થાય કે પંડિતને એ એક રમૂજી કોયડો છે. કહેવતમાં જો કે ડહાપણ ભર્યું છે: પ્રશ્ન પંડિતને થાય એમ નહીં, પ્રશ્ન કરવાથી પંડિત થવાય. આમાં પેલી ખૂંચનો, પ્રશ્નવૃત્તિનો મહિમા છે. જ્ઞાનીને પ્રશ્ન થાય એ તો સ્વાભાવિક છે પણ પ્રશ્ન અજ્ઞાનીનેય થાય છે. પોતાના અજ્ઞાનને ઓળખનારાને પ્રશ્ન જરૂર થવાનો. પૂછવું એ જિજ્ઞાસુનું કર્તવ્ય છે, પ્રશ્ન કરવો એ વિદ્યાર્થીનો ધર્મ છે.

આપણા જમાનામાં જોકે ગુરુ, શિષ્ય, પ્રશ્ન, જ્ઞાન વગેરે તમામ શબ્દોના અર્થ બદલાઈ ચૂક્યા છે વૃક્ષની છાયામાં બેસી ચાલતો ગુરુ-શિષ્ય વચ્ચેનો નિ:શબ્દ સંવાદ ગઈ કાલની વસ્તુ છે, જ્ઞાનથી વૃદ્ધ દીસતા શિષ્યો અને જ્ઞાનના પ્રતાપે કરીને તેજસ્વી દીસતા યુવાન ગુરુઓ આજે કાલ્પનિક લાગે છે, ખરે જ ચિત્રવત લાગે છે. સંશય થયો જ નથી, પછી છિન્ન-સંશય થવાની વાત જ વધારે પડતી છે. પરમ્પરાબદ્ધ ભારતીય સમાજમાં શિક્ષણનો હ્રાસ સદીઓથી શરૂ થઈ ગયેલો છે. શિક્ષણ પૉલિસી કે નીતિને

# ૨૯

## વેઇટ્-એ-બિટ્

પંડિતયુગના લાગે એવા એક લબ્ધપ્રતિષ્ઠ પરન્તુ મિતભાષી અને મિષ્ટ-ભાષી વિદ્વાને મને કહ્યું : 'ડૉલમ સુમનભાઈ, તમે લખો ગુજરાતીમાં અને એનું ટાઈટલ આવું અંગ્રેજી!' એમનું અચરજ પાણી ઉકાળતી તપેલીના ઢાંકણાની જેમ જરાક જ ઊંચકાયેલું, પણ ગુજરાતી ભાષાને વિશેની પેલી ચાલુ ચિન્તા એ પર બારીક કાંકરીની જેમ કૂદતી હતી. 'વેઈટ્-એ-બિટ્'માં તમે આપણા ગુજરાતી સાહિત્ય વિશે કંઈ ન લખો?'—થી શરૂ થયેલો એમનો બીજો પ્રશ્ન આ રીતે પૂરો થયેલો : 'તો પછી તમે શેને વિશે લખો?' મેં એમને પ્રતિપ્રશ્ન કર્યો : 'તમે 'સમકાલીન' વાંચો છો ખરા?' એમણે કહ્યું : 'ના, મને એવા કોઈ છાપાની ખબર નથી. મારે ત્યાં તો "સંદેશ" આવે છે.' મેં મનોમન કહ્યું : સ્વાભાવિક છે. 'સમકાલીન' એમના લગી પહોંચે જ શી રીતે? એના તો કાળ જ જુદો છે ત્યાં! પ્રગટ આવું કહ્યું : 'એ બહુ જુદી જ જાતનું દૈનિક છે. તમે પૂરા એક માસ લગી વાંચો, પછી જ ચર્ચા કરાય. પણ તમને જણાવું કે એમા ગુજરાતી ભાષા-સાહિત્યના કેટલાક પાઘડી વિનાના પણ્ડિતો બોલાતી ભાષામાં લખે છે, અને પ્રજાજીવનના ભડભડ બળના સવાલો વિશે લખે છે.' 'એમ કે?'—એમના 'એમ કે?'માં અચરજની એક બીજી જ મુદ્રા હતી. એમના મૂળ પ્રશ્નને સંકોરવા મેં ઉમેર્યું : 'એ બોલાતી ભાષામાં, અંગ્રેજી શબ્દો અને શબ્દગુચ્છોને પણ પૂરું અને પાકું સ્થાન હોય છે. આ વાતનું ઉત્તમ દૃષ્ટાન્ત તો તન્ત્રીના પોતાના કેટલાક લેખો છે.' નદીમાંથી જડેલા કાળા અને ટાઢા-બોળ પથરા જેવો કટાક્ષ કરતાં એઓશ્રી બોલ્યા, 'બધું' એટલે જ

નભતું હશે...' મેં કહ્યું : 'ના.' મારો ચહેરો ગુસ્સાથી વિકસ્યું-વિકસ્યું થતો'તો.

પછી મેં એમને ગમી જાય તેવો વળાંક લઈ વાત આગળ ચલાવી : 'વેઈટ્-એ-બિટ્'ને પક્ષીના 'વિટુઇવિટ્' સાથે સમ્બન્ધ છે. આપણા રાજેન્દ્ર શાહે અને ઉમાશંકર જોશીએ પોતાનાં કાવ્યોમાં એનો સાર્થક વિનિયોગ કર્યો છે, તે તો તમે જાણતા જ હશો.' એ થોડા ડઘાયા ને પૂર્ણવિરામ મૂકતા હોય એવું બોલ્યા : 'રાજેન્દ્રની ખબર નથી, પણ ઉમાશંકરભાઈની કૃતિમાં એ આવે છે ખરું.' મારે પૂછવું'તું કે કઈ કૃતિમાં ? પણ પ્રશ્ન માસ્તરિયો લાગ્યો એટલે ન પૂછ્યો. આવું કહ્યું : 'એવું છે મુરબ્બી, કે કાલમ પુષ્પની જેમ ખીલતી હોય, તો એનો મૂળ ધક્કો ઊંડેથી આવતો હોય છે. પછી શબ્દોની નાત-જાત જોવા કોઈ બેસતું નથી. મારે એમને આના અનુષંગે પૂછવું'તું, કે ગુજરાતી પણ્ડિતો ભારે ભારે અને છેક જ અજાણ્યા સંસ્કૃત શબ્દો વાપરે છે, તેના વિશે એમને શું કહેવાનું છે...વગેરે. પણ એમના મિષ્ટભાષી ચહેરા પરની ઝીણી ત્રસ્ત રેખાઓએ મને વાર્યો. એઓશ્રી પણ એમની મિતભાષી પ્રકૃતિમાં વિરમ્યા.

આ અંગ્રેજી શબ્દોના વાપરની વાત વર્ષોથી ચવાઈને કૂચો થઈ ગઈ છે. મને તો એ ટાંટિયેથી લબડીને લોચો થઈ ગયેલી પેલી રોગી કૂતરી જેવી લાગે છે. કેટલાક લોકો કારણ વગરની વાતો અને મફતની મહેનતનાં પરચૂરણ કામો કરવાને ટેવાયા હોય છે. આ ફાલતુ પ્રવૃત્તિને દેશી ભાષામાં 'ઊથોફૂથો' કહે છે. ગુજરાતી સાહિત્યકારોમા આવા ઊથફૂથિયા ઓછા નથી, ક્યારેક એ લોકો 'ચોખ્ખી ગુજરાતી'નો લટ્ઠો લઈ બસ મંડી જ પડે છે...! એમાં જેઓ પણ્ડિત ગણાયા હોય, તેઓ તો આ વાતનો મસમોટો શાસ્ત્રાર્થ માંડે છે. શુદ્ધ ગુજરાતી લેખન અંગ્રેજી શબ્દપ્રયોગો ન હોય તો જ હોય – એવી એક આઇડિઓલોજી ચલાવાઈ છે. જીવનમાં કશા વિચાર, આચાર કે આદર્શ આજે ચાલતા નથી, પરન્તુ સાહિત્યમાં સત્તર પ્રકારના ડિંડવાણાં નભે છે. સાહિત્યકારો ઓછી માયા નથી, વેપલા માટે કશું પણ આરણકારણ ખોળી કાઢે છે. મોટેભાગે એવી જ વેતમાં ફરતા હોય છે.

મુલાકાતનો ઉપક્રમ ઊભો થતાં, હવે સાહિત્યની નાની-મોટી ચર્ચાઓના

પરિસંવાદોની આપણે ત્યાં પરમ્પરા ઊભી થઈ છે. આવી પરિસંવાદ-મંડળીમાં પણ બેત્રણ ઊથલૂથિયા હોય છે. એમનું કામ ઝીણું દળવાનું હોય છે. એઓ ૧૦–૧૨ પાનના લેખ પરિસંવાદમાં વાંચે છે—! બોર થઈને શ્રોતાઓને પણ ખાસ્સા થકવી નાખે છે. પરિસંવાદ હોય, ને એમાં આધુનિકો ન હોય એવું તે કંઈ બને? દરેક પરિસંવાદમાં ત્રણચાર કહેવાતા (સ્યૂડો) આધુનિકો હોય છે, તો એક-બે સાચુકલા (જેન્યુઇન) હોય છે. આધુનિકોએ પશ્ચિમની વાતો કરવાની હોય એવી એક સમજ છે. પણ મોટાભાગના આધુનિકોને હવે અંગ્રેજી આવડતું નથી. દર ત્રણ આધુનિકે બે આવા જૂઠા અને બૂઠા હોય છે. ખાતરીથી કહું છું કે એમની આધુનિકતાને કશો ધડોપાશેરો નથી. પ્રમુખો-સંચાલકો અને પરિસંવાદ-આયોજકો એમની પાસે હવે પ્રેમાનંદ, નરસિંહરાવ કે ર. વ. દેસાઈનાં મૂલ્યાંકનો કરાવે છે. આધુનિકનાં આધુનિક ઓજારો આ દિવંગતોને ઘોચાતાં, સભામાં ન સંભળાય એવી ચિચિયારીઓ થતી હોય છે. મોટી અગડંબગડં ઊભી થાય એને પરિસંવાદની સફળતા કહેવાય છે. વખાના માર્યા આવી ચડેલા શ્રોતાઓ પર આસમાનીસુલતાની તૂટી પડે, ને પરિસંવાદ-મંડળી કૃતકૃત્ય થઈ ઊભી થાય. બધા બેત્રણ દિવસ મગન-મગન થઈ ફરે, પત્રોમાં એકમેકને ધન્યતા પાઠવે.

દેશ આઝાદ થયા પછી સાધનો વધ્યાં છે, પણ એનો ઉપયોગ સતત આપણે ભ્રાન્તિઓ ઊભી કરવામાં કરીએ છીએ. આધુનિકોની ભ્રાન્ત પરમ્પરાની હવે ખુલ્લેઆમ ટીકાઓ થવી જોઈએ. કદાચ કામૂએ કહ્યું છે: સાહિત્યક્ષેત્રે નિઃસત્ત્વ આધુનિકો વધી પડે છે ત્યારે એ લોકો પાસે ભાવિના ભાગ્યવિધાનની આશા રાખવી વ્યર્થ નીવડે છે. બધા ભેગા મળીને પાછલી પેઢીઓનું તેમજ પ્રસ્થાપના(ઍસ્ટાબ્લિશમેન્ટ)નું ઝીણું ઝીણું સંવનન કરવા લાગી જાય છે. એનાથી એમનું ભાવિ અવશ્ય સિદ્ધ થાય છે. આ પ્રસંગે દૃશ્ય રમણીય હોય છે: જૂના-નવા બન્ને વર્ગના સાહિત્યકારો, એકમેકની પુંસકતા તપાસતા કિશોરો જેવા મુગ્ધ અને એટલા જ જિજ્ઞાસુ લાગે છે...

ગુજરાતી સાહિત્યક્ષેત્રે ઊભું થયેલું સાતમા દાયકાનું ધ્રુવીકરણ (પોલરાઇઝેશન) આજે તૂટી પડ્યું છે. કોણ પરમ્પરાગત અને કોણ પ્રયોગશીલ તે શોધી કાઢવું મુશ્કેલ બની ગયું છે. નિરાશાવાદી ગણાઈ ગયેલા,

લગી વધાવ્યે રાખ્યા છે, પડકાર્યા નથી. બાકી, બૂંગિયો એ દિશાએથી એક-દિ' વાગશે, ત્યારે...ત્યારે, કહો કે ...કલાની ભસ્મકણી ન લાધશે...

સાહિત્યકારો નિજ લીલામાં રમણભ્રમણ કરી રહ્યા છે, પણ પ્રજાજીવન અંતિયાં પર આવી ગયું છે. કવિઓ રસસૃષ્ટિમાં ગડાબૂડ છે, પણ લોકો સાવ જ સપાટી પર જીવી રહ્યા છે. બધે ખાધપીધ અને ઝૂંટાઝૂંટ ચાલે છે. પંચાયત, વિધાનસભા કે સંસદમાં સિદ્ધાન્તો, વિચારસરણીઓ કે આદર્શોની પહેલાંના જેવી ઝપાઝપી નથી થતી. દરેક જગ્યાએ લેણા-દેણીનું રાજકારણ વિસ્તર્યું છે. વિચારોના ખરાખોટાપણામાં પડવાની કોઈને પડી નથી, તારામારાવાળી જ વિશેષ ચાલે છે. નાનામાં નાની ઑફિસમાં પણ ભ્રષ્ટાચાર 'વ્યવહાર' બની ગયો છે. બધી સંસ્થાઓમાં શાસનનો દોર વધુ ને વધુ ભૂંડા માણસોના હાથમાં આવી ગયો છે. ચૂંટણીઓ સિદ્ધાન્તોથી ભરેલા ઢંઢેરાથી લડવાના દિવસો ક્યારના આથમી ગયા છે. એ માટે તો હવે કડકડતી નોટોનાં બંડલનાં બંડલ પણ ઓછાં પડે છે...તમને બહુ દાઝ થતી હોય, તો તમે વિરોધ કરો, વિપક્ષમાં જઈ બૂમો પાડો, રીટ કરો...ફર્ક કશો પડવાનો નથી. ઝીણું કાંતવાના દા'ડા ગાંધીજીની જોડે જ સૂઈ ગયા છે...

હમણાં છેક ઉપલેટા જવાનું થયેલું. ત્યાં ભાજપ-રાજકોટના અગ્રણી કાર્ય-કર 'પ્રવીણકાકા' મળેલા. મારા પરમ મિત્ર સદ્‌ગત અરવિન્દ મણિયારના એ ભાઈ થાય છે. મેં એમને ભાજપની પ્રવર્તમાન ભૂમિકા વિશે પ્રશ્ન કર્યો. એમણે કહ્યું : 'છેલ્લાં કેટલાંક વરસોથી ચૂંટણીઓમાં અમે નથી ફાવતા, એટલે શું કરીએ? 'સત્તા વિનાનું શાણપણ નકામું છે, પણ તમે સંગીન વિરોધ તો કરી શકો ને? એ માટે કાર્યક્રમો આપવાને શી સત્તાની જરૂર છે?' મેં પૂછ્યું અને ઉમેર્યું, કે 'તમારી પાસે તો આરએસએસ અને જનસંઘની બુનિયાદી શિસ્ત ધરાવતી ફોજો જ્યાંત્યાં છે! જવાબમાં એમણે ફિક્કું અને નિખાલસ હાસ્ય વેર્યું હતું—જેનો એક જ અર્થ હતો : નરી ખિન્નતા. અમે ત્રણેય છેલ્લે ખિન્ન હતા અને નિઃશબ્દ. આમાં ત્રીજા તે, પીઢ સાહિત્યકાર યશવન્ત શુક્લ...

૫-૧૦-૮૫
૧૫-૧૧-૮૫

24367



આ શ્રેણીમાં અન્ય :

ઇતિ મે મતિ : સુરેશ જોષી
કેળવણીની કુંજોમાં : ઈશ્વરભાઈ પટેલ
જરા મોટેથી : શિરીષ પંચાલ
વિદ્યાસૃષ્ટિના પ્રાંગણમાં : અમૃતલાલ યાજ્ઞિક
સાહિત્યની આસપાસ : વિષ્ણુ પંડ્યા
તથા કથિત : વિજય શાસ્ત્રી

અન્ય શીર્ષકો હવે પછી......



પાર્શ્વ પ્રકાશન
અમદાવાદ